

# स्वाभाविक धर्म.

## ( NATURAL RELIGION. )

रचनार

નથુરામ પીતાંબરજી રાવળ.

માંગરોળ.

प्रगट कर्त्ता.

પુરૂષોત્તમ કાહાનજી ગાંધી.

સુબોધ પ્રકાશના એડિટર.—લીંબડી.

"महतापुण्यपण्येनक्रीतेयंकायनौस्त्वया"

" पारंदुखोदधेर्गन्तुमतरयावन्नभिद्यते "

અમદાવાદ, આર્યોદય પ્રેસ.

આવૃત્તિ બીજી—૧૧૦૦ પ્રત.

સંવત ૧૯૪૧.—સન ૧૮૮૫.

મૂલ્ય દશ આના.

# अर्पण पत्रिका.

सर्व शक्तिवान, सर्वज्ञ, सर्व साक्षी, सर्व व्यापक, अचिंत्य अवर्ण नित्य, निर्विकारी, निरंजन, महान, परब्रह्म, अद्वितीय, नित्य, बुद्धिने अग्राह्य, अनंत, देशकाळ मर्यादातीत, सत्य अने वैभवनो झरो, दया अने न्यायनो महासागर, प्रेम अने आनंदनुं मूळ स्थान, सर्व कारणोनुं आदि कारण, शाश्वत, अनाद्यंत, निर्बळनुं बळ, निराश्रितनो आधार, अजन्मा, अविनाशी, प्रकाशित, अशरीरी, अछेद्य, पवित्र, पापरहित, पूर्ण ज्ञान स्वरूप, मनो नियंता, माया रहित, स्वतःसिद्ध, शाश्वत सुख अने खुशीनुं निरंतर वहेन करतुं झरण, प्रकाशनो प्रकाश, उत्पत्ति स्थिति ने लय करनार, अति सूक्ष्म, चिन्मात्र, अदृश्य, द्रष्टा, अभेद, परिपूर्ण, निर्विशेष, अमरपणानो मूळ, सूर्य चंद्र अग्नि अने तारा जेने प्रकाशित करी शकतां नथी एवो, पोतानुं पोतानामां जीवित चलावनार, शाश्वत अने सतत आनंद रूप जे भक्तवत्सळ प्रभु, तेने आ नानुं पुस्तक तेना आज्ञांकित ने नम्र भक्त नथुरामे सविनय प्रेम भक्ति पूर्वक रोमांचित थइ अर्पण कर्युं छे.

# ઉપોદ્‌ઘાત.

આઘાતની સામે પ્રત્યાઘાત નથી થતો? અસ્ત પામેલો સૂર્ય ફરીથી નિયમિત વખતે ઉદય થવાને આનાકાની કરેછે? કુદરત કોઇ ચીજને હમેશાં એકજ સ્થિતિમાં રાખે છે? આ સવાલોના જવાબ વિચારતાં મને કેટલીક તરેહથી ગુમાનંદ થાયછે કે જે પ્રદેશપર રામચંદ્ર હરીશ્ચંદ્ર ને ભીષ્મપિતામહ આદિ નીતિવાન રાજાઓ થઇ ગયા; જે પ્રદેશપર વાલ્મિક વ્યાસ વશિષ્ટ ને ગૌતમ આદિ જ્ઞાની—ફીલસુફો—જેઓ પોતાના અપ્રતિમ જ્ઞાનમય કાર્યથી ગ્રીકલોકોમાં મનાતા ફિનિક્સ પક્ષી જેવા અમર થઇ ગયા, તેઓએ પોતાની સ્વભૂમી ગણી આશ્રય કર્યો ને જે પ્રદેશપર લક્ષ્મણ, અરજુન, ફરસુરામ આદિ શૂરવીરો અને વિક્રમ તથા ભોજ આદિ પરોપકારી અને ઉદાર—મહાન પુરૂષો પોતાની સુગંધમય અને રમ્યજીંદગી નીર્વિઘ્ને ગુજારીગયા તેજ આર્યાવર્ત્તનો પુનરોદ્ધાર થવાનો વખત નજીક આવ્યો છે, એમ કેટલાંક સંભાવિત્ ચિન્હોથી જણાય છે.

દીર્ઘ દૃષ્ટિ રાખનાર પ્રજાપાલક ઇશ્વર દુર્દશામાં આવી પડેલાનું સંરક્ષણ કરેછે. નિરાધારનો આધાર અને ગરીબ તેમજ પરદેશીનો સાચો મિત્ર એજ છે.

જ્યારે જ્યારે હરકોઇ ઉચ્ચ પ્રજાની અવદશા થાયછે, ત્યારે ત્યારે તેમના કલ્યાણને અર્થે અસાધારણ બુદ્ધિવાળા મનુષ્યને જગન્નીયંતા ઇશ્વર તે પ્રદેશપર મોકલે છે. ભગવદ્‌ ગીતાના ચોથા અધ્યાયના સાતમા તથા આઠમા શ્લોકમાં

આ બાત વ્યાસ મુની શ્રીકૃષ્ણ પાસે અર્જુન પ્રત્યે કહેવડાવેછેકે.

यदायदाहिधर्मस्यग्लानिर्भवतिभारत
अभ्युत्थानमधर्मस्यतदाऽऽत्मानंसृजाम्यहं ७
परित्राणायसाधूनांविनाशायचदुष्कृतां
धर्मसंस्थापनार्थायसंभवामियुगेयुगे. ८

ભાવાર્થ—જ્યારે જ્યારે ધર્મની ( સત્યધર્મની ) નિંદા થાયછે, ને અધર્મનું પ્રાબલ્ય થાય છે, ત્યારે ત્યારે સાધુના રક્ષણને અર્થે ને દુષ્ટના નાશને અર્થે તથા સત્ય ધર્મસ્થાપવા સારૂ યુગયુગને વિષે હે અર્જુન હું—કૃષ્ણ ઇશ્વર અવતાર ધારણ કરૂંછું (આ શ્લોકનો ભાવાર્થ એવો નથી કે નિરાકાર અને ત્રીગુણાતીત તેજોમય નારાયણ અવતાર ધરેછે. પરંતુ એ પરમકૃપાળુની મરજીથી એક અસાધારણ અને અલૌકિક પુરૂષ ઉત્પન્ન થાયછે જેને શાસ્ત્ર પુરાણ-કર્તાઓએ શ્રીગુણ ભગવાન નામ આપ્યુંછે. તે જન્મ ધારણ કરેછે એમ સમજવું.)

ઓ ! પરમ કૃપાળુ ઇશ્વર, તને ગમે તો હિંદુઓને સાચા પાડી કલ્કીને મોકલ, કદિ મુસલમાનોને ખરા પાડવા ઇચ્છતો હોય તો ઇમામ મેદીને મોકલ, અને જો બીજા પંથવાળાઓમાંથી કોઇને પણ સાચા પાડવા મરજી હોયતો તે ધર્મસ્થાપનારાઓમાંથી કોઇનો પણ પુનર્જન્મ કર.

આર્યાવર્તને તો શું પણ આખી દુનિઆને એક સત્ય ધર્મનીયંતાની ઘણીજ અગત્યછે. તારા તરફથી વકીલાત કરનારા ઘણા ધર્માચાર્યો આજકાલ શીસ્નોદરના સ્વાદમાં

તલ્લીન થઇ અહોનિશ માયાની મોટાઇમાં પોતાની ફરજ ભૂલી ઘોર્યા કરેછે એ દીલગીરી ભરેલું છે. ઘણા પેટભરા વકીલો વધી પડવાથી જગતમાં તારી આબરૂને કેટલી હાની પોચેછે તેનો કૃપાદષ્ટીથી વિચાર કરી આવે કવખતે સત્ય ધર્મ સ્થાપી તારે તારી ફરજ અદાકરવી જોઇએ; અને આવા અવિશ્વાસી અને કુડા જમાનામાં તારા ચાહકનું રક્ષણ કરવું જોઇયે.

આર્યાવર્ત્તમાં દાખલ કરવાના બધા સુધારા ધર્મની આગળ હાથ જોડીને ઉભાછે. ધર્મ–ધર્મને બહાને પેટ ભરનાર આચાર્યો–કાંઇ જવાબ દેતાં નથી, ધર્માચાર્યોની ચુપકીથી સુધારકો પણ ડરેછે, ને તેથી તેઓ તેમનાથી છૂટા છેડા કરી મેદાન પડી શક્તા નથી. એક હાસ્યજનક ગ્રંથકર્ત્તા આર્યાવર્ત્તની આધુનીક દશા વિષે યથાર્થ લખેછે. તે કહેછે કે.

“ હિંદુસ્તાનના સઘળા સુધારા ધર્મની સાથે જોડાઈ ગએલાછે. અને ધર્મનો એક વિચાર ઊથલાવી નાંખવો એ હિમાલય પર્વતને ઉથલાવવા કરતાં પણ અઘરૂં કામ છે; એક માણસથી શું થઇ શકે? પ્રવાહની સામા કેમ તરાય? અમે અમારી ફરજ બધીએ જાણીએછીએ, પણ એકલાં શું કરીએ? “એકલાં શું કરીએ ?” “એક માણસથી શું થઈ શકે ?” અમે કહીએછીએ કે મોટાં કામ એકથીજ થાયછે. દુનિઆમાં કયું મોટું કામ અનેક માણસોએ ભેગાં થઇ કર્યુંછે? બૌદ્ધ, ખ્રીસ્તિ ને મુસલમાન ધર્મના કાઢનાર એક હતા કે અનેક? શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, કબીર એ પ્રથમ એકજ હતા કે અનેક? શીવાજી એક હતો કે અનેક? એક ગાલીલિઓએ કેટલું કર્યુંછે? એક સોક્રેટીસ ગ્રીસદેશમાં સુધારાનો પોકાર

કેવી ફતેહથી ઉઠાવી શકયો હતો ? ૩ કાંતવાના સંચા કાઢનારો પ્રથમ એક હતો કે અનેક ? એકલો સ્ટીવન્સન આખા દેશના અજ્ઞાન અને દુરાગ્રહને કેવી રીતે હલાવવાને શક્તિમાન થયો ? એક ઈશ્વરે આ સૃષ્ટિ રચીછે અને તે સમજવાને પણ અનેક મથી મરેછે, તોએ શક્તિમાન થયા નથી અને થવાના પણ નથી. એકનીજ ખુબી છે. તેની સાથે આ પણ ખરૂંછે કે "Assist yourself and heaven will assist you"

अर्थं साधयामि किंवा देहं पातयामि

એવો દૃઢ નિશ્ચય કરી જે કોઇ શુભ કાર્યમાં યાહોમ કરી પડેછે તેને ઇશ્વર સહાય કરેછેજ.

કોઇપણ તરેહનો—ધર્મનો, જ્ઞાતીનો, રીવાજનો કે બીજી કોઈ બાબતનો મત—ભેદ રાખ્યા સિવાય આ ગ્રંથ લખવામાં આવ્યોછે. છતાં પણ જો કોઇની લાગણીને ઇજા થાયતો તેનો દોષ—ઠપકો પોતાની સત્યતાને ખાતર લખનારે પોતાને માથે વહોરી લીધો છે.

**મનહરછંદ.**

કહાં શંકરાચાર્ય, દાદુ, તથા કબીરદાસ,
એકલા વગાડે હાક, નીજ ધર્મ જાણીને;
રામચંદ્ર, યુધિષ્ટર, વળી રાજા હરીશ્ચંદ્ર,
કહાં સદ્‌ગુણી એવા, હાલના નૃપતિ છે ?
પેટ ખોટાં સર્વનાં ને, બનાવટ કરે બહુ,
ઉપર ભરી કપૂર, નીચે પ્યાજ રાખેછે;

વાત કરનાર ઘણા, ઘાયલ થોડાજ દીઠા,
ઘાયલા નિર્બળ દેખી, દિલે દિલગીરછું. ૧

આશરે ચારેક વર્ષપર આ ગ્રંથની પેહેલી આવૃતિ પ્રગટ થઇ હતી. લોકોને રૂચીકર હોવાથી તેની તમામ નકલો તરતજ ખપી ગઈ હતી. ઘણા સુધારા વધારાવાળી આ બીજી આવૃત્તિ રા. રા. પુરૂષોત્તમભાઇએ છપાવી પ્રગટ કરી છે. આશા છેકે સુજ્ઞ ગૃહસ્થો તેમને યોગ્ય મદદ આપ્યા વગર રહેશે નહીં.

આ ગ્રંથ રચવામાં મારા પ્રિય સ્નેહી સુજ્ઞ વૈજનાથ મોતીરામ ભટ્ટે કેટલીક ઉપયોગી મદદ કરીછે માટે હું તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું.

માંગરોળ. નથુરામ પીતાંબરજી રાવળ.



# સ્વાભાવિક ધર્મ.

## મંગળા ચરણ.

### મનહરછંદ.

એક જે અનંત રૂપે, વ્યાપ્તમાન થઈ રહ્યો,
સ્થાવર જંગમ સૃષ્ટિ, રચનાર જેહ છે;
બ્રહ્માંડ ચૈતન્યમય, રચીને અદર્શ રહ્યો,
મહત સુક્ષ્મપણું, જેહનું અમાપ છે;
દૂર છે તો દૂર છેજ, પાસે તો પાસેજ વળી,
ઉભય સંજ્ઞા રહિત, અવિચળ જેહ છે;
મન વાણી પોચે નહીં, પોચે તો નિવૃત્ત થઇ,
કેમ સમજાવી શકું, નથુ એ અમાપને. ૧
પંડિત વિદ્વાન થાક્યા, પંથનો ન પાર આવ્યો,
ગુણીજનો થાક્યા અંતે, લાંબી વાટ જોઇને,
ષડ્ દર્શન અન્યોઅન્ય, વાદ વદી થાકયાં,
ભાષ્યકારો ટીકા કારો, તે કૃતે ન પામીયા;
ચોરાશી પંથજ થાકયા, સીદ્ધિવાળા જોગી થાક્યા,
ફીલસુફ દાના જેહ, તેહ મૌન્ય રહી ગયા;
વેદને વેદાંત થાકયાં, નેતિ નેતિ કહી કરી,
વંદના કરૂંછું તેને, મુખે મૌન્ય રહીને. ૨

### દોહરો.

હરિ, ગુરૂ, સંત સમાજને, પ્રેમે લાગું પાય,
દયા હોય જો એમની, ગ્રંથ અનુપમ થાય. ૧

# કાળ સર્વનો નાશ કરે છે.

सारम्यानगरीमहान्सनृपतिःसामंतचक्रंचतत्.
पार्श्वेतस्यचसाविदग्धपरिषत्ताश्चंद्रबिंबाननाः
उन्मतःसचराजपुत्रनिवहस्तेबंदिनस्ताः कथाः
सर्वंयस्यवशादगात्स्मृतिपथंकालायतस्मैनमः १ *

## દોહરા.

"જે ઉગ્યું તે આથમે, ફૂલ્યું તે કરમાય;
એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય. ૧
અરે અબુધ એ આદમી, મનમાં શું મકલાય;
ઘાટ થશે શો ઘડી પછી, જે જાયું તે જાય. ૨
ધ્રૂજાવતા ધમધમ ધરા, પડતા જેના પાય;
એવા નર ઉપડી ગયા, જે જાયું તે જાય. ૩
ફૂંકે પરવત ફાડતા, કઠણ વજ્રસમ કાય;
ખપ્યા કાળના ખપરમાં, જે જાયું તે જાય. ૪
રાવણ સરખા રગડમલ, બળિયા બળિસમ રાય;
કાળે તેને કૂટિયા, જે જાયું તે જાય. ૫
ભોજ સુ વિક્રમ ભૂપતિ, ગ્રંથે ગૂણ ગવાય;

---

* તે સારી નગરી, તે મોટો રાજા, તે સામંતનો જથ્થો, તેની પાસેના પંડિતોની સભા, તે ચંદ્રના બિંબ જેવા મોઢાવાળી સ્ત્રીઓ, મદોન્મત તે રાજાઓના પુત્રોનો સમુદાય, તે ભાટ, ચારણ, અને તે વાતો જેને વશ હોવાને લીધે સ્મૃતિ માત્ર રહ્યું, તે કાળને નમસ્કાર.

કાયમ એ કથને રહ્યા, જે જાયું તે જાય- ૬
પરપોટો જ્યમ પાણિનો, કાચ કળશવત કાય;
વાર ન લાગે વણસતાં, જે જાયું તે જાય. ૭
અરધી આવરદા ગઇ, હૈયે ન ધરી હાય;
પછી થકી પસ્તૈશ તું, જે જાયું તે જાય. ૮
કોઈ તને કરનાર નથી, સરવેશ્વર વિણ સાહ્ય;
ખોળ તેહને ખાંત કરી, જે જાયું તે જાય. ૯
તર્યું તેહ બૂડે ખચિત, ભર્યું તેહ ઢલવાય;
ક્યહાં ભરૂસો કાલનો, જે જાયું તે જાય. ૧૦
મરણ ફરેછે મલપતું, પરઠે જ્યાં તું પાય;
કરે ન તોય વિચાર કયમ, જે જાયું તે જાય. ૧૧
પ્રતિ દિવસ તું પેખિ લે, વાયુ મૃત્યુનો વાય;
ભુલાખી તુજ બળ કેટલું, જે જાયું તે જાય." ૧૨

કોઇએ કહ્યું છે કે

ઝટપટ જાયે દહાડલા, જ્યું ધરા વછુટયા મેહ;
કરી શકતો કરી લે, હે પ્રાણી નારાયણ સાથે નેહ"†
"અજજી અજ વઈ, કાલ કી બીયો,
રાઇ કેતરી ખમંદી માંહી માપ પીયો"‡

---

† વરસાદની સતત્ ધારા પ્રમાણે આયુષ્યના દહાડા ઝપાટાબંધ ચાલ્યા જાયછે, ઓ પ્રાણી! બની શકે તો જલદીથી ભગવાનની સાથે પ્રીતિ કર.

‡ આજ આજ ગઇ, કાલ્ય બીજો દિવસ જશે, જેમાં માપ પડયું છે એવો રાઇનો ઢગલો કેટલીક ઘડી ટકશે?

માથે મુગટ ધારણ કરીને પાદશાહ થયો તોપણ શું? કદી પોતાની પાદશાહીની જાહોજલાલી બહુ થઇ તોપણ શું? નાના પ્રકારના ઉપભોગની સામગ્રીથી પોતાની ઈચ્છાઓ પૂરી પડી તોપણ શું? નોબત, નિશાન ને નગારાં વગેરે પોતાના દરવાજા આગળ વાગતાં હોય તોપણ શું? બધા દેશનો ને કદાપિ આખી પૃથ્વીનો સરદાર થાય તો તેથી પણ શું!

ઘણું લશ્કર રાખી પાદશાહી મેળવી, ને વિશાળ મુલકમાં પોતાના નામની દુવાઈ ફેરવાવી, પણ પછી જ્યારે મૃત્યુનું લશ્કર આવીને તૂટી પડયું, ત્યારે મુલક, લશ્કર, મુગટ કે પાદશાહી કાંઇ રહ્યું નહીં. પછી દારા, જમસેદ, સીકંદર કે અકબર થયો તોપણ શું?

કોઇ કહેતા હતા કે અમે કુળવાન ને ઉંચી જાતના છીએ, અમે જમસેદ તથા નોશેરવાંના વંશના છીએ; અમે ઉદાર છીએ, અમારી પાસે જોરાવર લશ્કર છે, વગેરે. પણ તેમને જ્યારે સ્મશાનમાં બળવાનો, કે ઘોરમાં દટાવાનો વખત આવ્યો ત્યારે કોઈ તેમની મદદે ન આવ્યું. પાસે દેશ, ખજાનો. મકાનો કે લશ્કર હોય તોપણ તે શા ખપનું!

કોઇ રાજવંશી થયો, ને જગતની અંદર રાજ મળ્યું. મોટા મોટા ડુંગરી કિલ્લા બાંધ્યા ને લડવાનો સરંજામ તૈયાર રખાવ્યો. પણ તેમના પર જ્યારે મોતે અચણુચ હુમલો કર્યો, ત્યારે એ સર્વ હવાપર ઉડી ગયું. કાંઇ ખપમાં ન આવ્યું. ગઢ, તોપ, કિલ્લા ને કોટ હોય તેથી પણ શું?

કેટલાક દિવસ એવો શોર મચી રહ્યો હતો કે આ નવાબ છે, આ ખાન છે, આ અમીર છે ને આ ખાનદાન છે. તથા તેમની પાસે જાગીર ને પૈસો વગેરે વૈભવ ઘણોછે. પણ ઘડીક પછી જોયું તો તેમનાં નામ કે નિશાન કાંઈ દેખાયાં નહીં; એ દિવસને માટે શોર કે ચર્ચા ઘેર ઘેર પ્રત્યે થઇ તો તેથી પણ શું?

કોઇ કહેતા હતા કે જુઓ " આ અમીર છે" "આ ઉમરાવછે" ને "આ શાહુકાર છે." એમના ઉપર જ્યારે મોતનો સિંહ આવીને કૂદી પડયો ત્યારે અમીર, ઉમરાવ ને શાહુકાર સર્વે લય પામી ગયા. અમીર, ઉમરાવ કે પૈસાદાર થયા તો તેથી પણ શું?

આ ઘોડો નામદારખાંનો છે. આ હાથી જુલફીકારખાંનો છે. આ રથ કેશરીસિંહજીનો છે એમ માણસો કહેતાં હતાં પણ જ્યારે તેમનાપર મૃત્યુ રૂપી તીસમારખાંની સ્વારી આવી ત્યારે સર્વ ફના થઇ ગયું. માથે છતર કિંવા મેઘાડંબર ધરાતું હોય તો તેથી પણ શું?

કોઇ કહેતા હતા કે આ દેવડી મેહેરબાન સાહેબનીછે, ને આ બાગ ને હવેલી નામદારસાહેબની છે, પણ તેમના પર જ્યારે મૃત્યુએ કરડી નજર કરી જોયું તો હરગીજ તે મકાનની એક ઇંટ પણ હાથ ન આવી. ભવ્ય મેહેલો, બાગબગીચા ને સુંદર દિવાનખાનાં હોય તો તેથી પણ શું?

કેટલાકને પાદશાહી તથા મોટા મોટા ઇલકાબ મળ્યાં, ને પોતાના નામની મોહોરો ને સિક્કા કરાવ્યા, પણ જ્યારે

મોતે આવીને તેનું નામ ને નિશાન મટાડી દીધું, ત્યારે શો-ધવા લાગ્યા તો મોહોર કે સિક્કા કાંઇ હાથ ન લાગ્યા. બે દિવસને માટે મોહોર ને સિક્કા કરાવ્યા તો તેથી પણ શું?

કાચું સોનું પાકે એવો મુલક કોઇને જાગીરમાં મળ્યો. તેણે તેનો બંદોબસ્ત કરી તે ઉપર પોતાની હકુમત બેસારી, પણ જ્યારે મૃત્યુનો ફોજદાર સનંદ લઇને આવ્યો, ત્યારે એક દિવસમાં હુકમ ને મિલ્કત સર્વે બીજાને સ્વાધિન થયાં. હાકમી કે સત્તા હોય તો તેથી પણ શું?

કેટલાક કહેતા હતા કે અમે તો જાતમાં ચડીઆતા છીએ. "અમે શેખ છીએ" "અમે મોગલ છીએ" "અમે પ-ઠાણ છીએ" પણ જે ઘડીએ મૃત્યુએ આવીને પોકાર કર્યો કે "મીયાં સાહેબ તૈયાર થાઓ" પછી તો શેખ, સૈયદ, મીરજાં કે કાજી કોઇ ન રહ્યું. જાતી કે હુશિઆરીનું ચડી-આતાપણું હોય તો તેથી પણ શું?

કોઇ માણસ પૈસો લઇને દુનિયામાં વેપાર કરવા લા-ગ્યો, ને સુંદર ઈમારત કરાવી શેઠ બનીને બેઠો, પણ અ-ચાનક ઇશારત કરીને કાળે પોતાનો ચોપડો ઉઘાડયો ને વખાર ને દુકાન વગેરે એક પળમાં નાશ કરી નાંખ્યાં...માલ, મકાન, જવાહિર ને પૈસો થયો તોપણ શું?

કોઇ શૂરવીર હોય ને તે કરડો સિપાઇ ગણાતો હોય, ચહેરો ભયંકર લાગતો હોય, ને તેણે લડાઇના મેદાનમાં ઘુશી લાખો માણસોને નસાડયા હોય, પણ જ્યારે તેણે મોતનું મોઢું ભાળ્યું ત્યારે તેના સામે કાંઇપણ ન બન્યું;

શૂરવાર, બહાદુર, કે પહેલવાન થયો તો તેથી પણ શું?

શૂરવીર થઇને ઘોડો દોડાવીને ફોજમાં ભંગાણ પાડયું, તલવાર, કટાર, શસ્ત્રો વગેરે હથિઆરથી માણસોને ઘાયલ કર્યા. પણ જ્યારે મોતે આવીને તેને નાશનો ભાલો માર્યો ત્યારે સઘળી શૂરવીરતા હવામાં ઉડી ગઇ. બક્તર વગેરે લડાઇના પોશાકો પહેર્યા તો તેથી પણ શું?

લડાઈમાં ખબરદારી બતાવી ઘણાં માણસોને ઘાયલ કર્યા, ને ફુલાઈને પોતાની મૂછો મરડી. પણ જ્યારે મૃત્યુના સિપાઇએ આવીને ત્રાંસી નજર કરીને જોયું, ત્યારે પોતાનું વાંકડાપણું જતું રહ્યું. પાસે તલવાર, બંદુક, કટાર કે છરો હોય તોપણ શું?

કોઇ વૈદ બનીને માંદા માણસને ઓસડ કરવા લાગ્યો, ને હજારો રોગીને રોગ મુકત કર્યા. પણ જ્યારે પોતાના માથા પર મૃત્યુ આવ્યું ત્યારે કાંઇ કળા ન ચાલી. પછી લુકમાન કે અફલાતુન થયો તોપણ શું?

હુશિઆર જોષી બનીને તમામ તારાને ઓળખવા લાગ્યો, સૂર્ય તથા ચંદ્રના ગ્રહણો વરતવા લાગ્યો ને ગ્રહવેધશાળા બાંધી ને નળીકાયંત્રથી તારાની ગતી સમજવા લાગ્યો, તોપણ તે પોતાને મરવાનો જે વખત હતો તેમાં ફેરફાર ન કરી શકયો. વિદ્યા શીખીને જ્યોતિષી થયો તોપણ શું?

બે ચાર મંત્રના પુસ્તક શીખીને માંત્રીક થયો, ને ભૂત, જીનના વળગાડ ઉતારી પ્રખ્યાતી પામ્યો. પણ જ્યારે પોતે મોતના છાયામાં આવી ગયો, ત્યારે પોતાનું માંત્રીક કે તાં-

ત્રીક બળ કાંઇ ન ચાલ્યું. દોરા, ચીઠી, તાવીજ કે ઝાડા વગેરે બીજી માંત્રીકક્રિયા આવડતી હોય તોપણ શું?

કપાળમાં તીલક કરી, હાથમાં માળા ને બગલમાં પોથી લઈ પુજા તથા કથાનાં વખાણ કર્યાં, ને શાસ્ત્રનાં સારાં સારાં વચનો શોધી કાઢયાં. પણ પ્રાણ લેવાવાળો આવ્યો ત્યારે કાંઇપણ ન બની શકયું. વેદ પુરાણ વગેરે ભણીને પંડિત થયો તોપણ શું?

કોઇતો દારૂ પીને ઈશ્કમાં ગુલતાન થયો. ને દિલમાં ખુશી થઈ કેફનું સુખ ભોગવવા લાગ્યો. પણ જે વખતે મોતે પોતાની ગુલાબી પ્યાલી દેખાડી તો દારૂ કે તેનો પીવાવાળો કે કેફ કોઇ ન રહ્યું. નાના પ્રકારના કેફ કર્યા તોપણ શું?

સુંદરતા મળવાથી ખુબસુરત કહેવાયો, ને ઇશ્કમાં પોતાની જીંદગી ગાળવા લાગ્યો, પણ પોતે જ્યારે મોતના પડછાયામાં આવ્યો, ત્યારે ગોતતાં બેમાંથી કોઇ હાથ ન આવ્યું. આશક કિંવા મિત્ર થયો તોપણ શું?

માથું મુછ મુંડાવીને સાધુ થયો, નાના પ્રકારનાં લૂગડાંનો વેશ ધારણ કર્યો, ને હજારો ચેલાને મુંડયા પણ જ્યારે મોતે આવીને રાડ પાડી, ત્યારે એકલા સૂઇ રહેવું પડયું. તકીએ હોય તોપણ શું? ને વસ્ત્રપર હોય તોપણ શું?

જોગી, અતીત, જંગમ કે શેવડા એવાં નામ ધારણ કર્યાં. માથે જટા રાખી, કિંવા માથું મુંડાવ્યું, પણ મોત જ્યારે ત્રીશુળ લઇને સામું આવ્યું, ત્યારે પોતાનો કે શિષ્યનો બચાવ ન કરી શકયો. પછી હરેક પંથનું ચિન્હ ધારણ

કર્યું તોપણ શું ? હિંદુ, મુસલમાન, પારસી, યુરોપીયન, યાહુદી, કે ઇંડીઅન તેમજ મુર્ખ, કે સુંદર કવિતા રચનાર કવિ એ સર્વે જે આ પૃથ્વીપર છે તે મેમાન છે. કિંવા થોડા વખતના મુસાફર છે. હે! મનરૂપી પોપટ, દેહરૂપી પાંજરામાં બેઠો બેઠો હરિ સ્મરણ કર, આ માયાનો ઉપભોગ ચાર દિવસનું ચટકું છે ને શરીર પતંગના રંગ જેવું છે, ને આખર ધૂળમાં મળી જવું છે. કાળ જેવા જબરજસ્ત દુસ્મનનું માથે વેર છે માટે ઉતાવળથી ભગવાનને ભજ. નહીંતો યમના હાથનો સખ્ત માર ખાવાની જરૂર પડશે.

અનેક દીપકના પ્રકાશથી ઝાકઝમાળ થઇ રહેલા ભવ્ય મહેલમાં સુતા, સુંદર નવ યૌવનવાળી પ્રેમદાઓની સાથે વિલાસમાં ગરક થઈ જઇને જગતમાં શા બનાવ બને છે તે બીલકુલ ન જાણુતા, સુગંધીદાર પદાર્થોથી પોતાના અંગને લેપન કરી સુગંધમય રહેતા, ને નાગરવેલનાં સુંદર પાનો મસાલા સંયુક્ત ચાવતા, આવા ઘણા માણસો ભગવાનનું ભજન ભૂલી જવાથી યમની યાતના ભોગવવા યમપુરીમાં ચાલ્યા ગયા છે.

મન! તું ગાફલ થઈને કેમ પડી રહેછે? સૂર્યના ઉદયાસ્તથી આયુષ્ય ઓછું થાય છે, તે તું જોતું નથી ? નિરંતર ચાલતા શ્વાસોશ્વાસ રૂપી રાક્ષસ માણસનું આયુષ્ય ખાઈ જાય છે. અથવા બીજી રીતે કહીએ તો રાત દિવસરૂપી કોળીઆવડે કરીને કાળ જગતનું ભક્ષણ કરેછે. આયુષ્યરૂપી અનાજનો ઢગલો જે રાત દિવસરૂપી માપથી ભરવામાં આવે છે, તે પૂરો થયા વગર કેમ રહેશે? મનુ-

આની જીંદગીરૂપી પ્યાલો કાળે મોઢે માંડી પીવા માંડયો છે તે ખચીત ખાલી થઈ જશે. ખરેખર બધાના જાણુવામાં છે કે ઘંટીના બે પડ વચ્ચે આવેલો દાણો લોટ થયાવગર રહેતો નથી. ઘડીઆળ ટક ટક કરીને તને એમ સમજાવે છે કે આયુષ્યનો ઘણો ભાગ નકામો ચાલ્યો ગયોછે, હજી તક છે, માટે અચેત થઈને સૂઇ ન રહેતાં જાગૃત થા, કારણ કે તું પ્રવાસી છે ને જે વખત જાય છે તેમાં તારે વિદાય થવાનું છે, વિચાર કરીને જો. કે અહીં તારૂં સાચું સગું વહાલું કોણ છે? તારે એકલાંજ જવું પડશે કોઇ તારી સાથે ચાલનાર નથી. ઘર, બાઇડી, પૈસો. સગાં વહાલાં ને દેહ એમાં પ્રિતી રાખીને તું વિષયમાં શા માટે રચી પચી રહે છે? સાવધાન થા, ને ઇશ્વર સ્મરણ કર. સંસાર સ્વપ્ના જેવો છે તે મૃગજળના જેવો ખોટો મોહ ઉપજાવનારો છે. આકાશના પુષ્પની પેઠે તે આપણને લલચાવે છે ને જે વસ્તુતાએ ખોટું છે તેમાં બાંધી રાખે છે. માણુસ! આમાં તારૂં કોઇ નથી, ને તું પણ કોઇનો નથી. સંસાર તદન સ્વાર્થી છે. મારૂં મારૂં કરીને તુ અભિમાની શા માટે થાય છે? જગત રૂપી જૂઠી જંજાળના ફંદમાં તું ફસાઇ પડયો છે, તેમાંથી છૂટવાનો ઉપાય નહીં કરતાં આનંદમાં શા માટે ફરેછે? અંત સમય આવશે, ત્યારે તારા પ્રિયોમાંથી તને કોણુ સહાયતા કરનાર છે? જો તારે ઉગરવું હોય તો સત્પુરૂષનો આશ્રય ગ્રહણ કરજે, જેને રહેવા વાસ્તે ભવ્ય ઇમારતો, પાસે પુષ્કળ ખજાનો તથા વિલાસ ભોગવવાની વિધવિધ સામગ્રીએ હતી, જેની પાસે કામકાજને માટે માણસો ખડાં

ને ખડાં રહેતાં, અભિમાનમાં આંધળા થઇને જેઓ પોતાની મુછો મરોડતા, ને સ્ત્રીના સંગમાંથી પળવાર પણ ન ખસતા, મદ્યપાનમાં ગરક રહેતા, પુષ્પની સેજ ઉપર પોઢતા, ને હાથી ઘોડા રથ વગેરે સુંદર વાહનો પર સ્વારી કરતા, સુંદર શાલ ને દુપટા ઓઢતા, આરિસામાં પોતાનું મુખ જોઈ આનંદ પામતા, વાંકી પાઘડી બાંધીને અંદર છોગાં કે ફુલના તોરા રાખતા, મરજી માફક આનંદ ભોગવતા, જેની આગળ ગુણીજનો ગાયન કરતા હતા, જેઓ ભાત ભાતનાં ભોજન જમતા હતા, જેનો દેશ પરદેશમાં અમલ ચાલતો હતો, ને હમેશ રાગ રંગમાં ખુશ રહેતા હતા, ફુલના ગજરા પાઘડીમાં નાખતા. તથા હાથમાં રાખતા, ને પોતાના જેવો બીજો બળવાન નથી એમ જાણતા હતા, સુંદર સ્ત્રીઓની જોડે હીંડોળામાં હીંચકતા હતા ને ભાત ભાતનાં વસ્ત્ર પહેરતા હતા, એવા ઘણા માણસો આકડાના તુરની પેઠે ઉડી ગયા છે. ઇંદ્રપુરીના જેવું શહેર વસતું હતું. માથે સોનાનાં બેડાંવતી શહેરની બાઈડીઓ પાણી ભરતી હતી એવા ત્યાંના લોક પૈસાદાર હતા, હીરા, રત્ન તથા માણેક વગેરે કીમતી પદાર્થો ત્યાંની બજારમાં વેચાતા હતા એવી અનંત નગરીઓ ઉજડ થઇ જવાથી ભયંકર લાગે છે. આ વિચિત્ર સંસારમાં કોની સ્થિતિ નિરંતર એવીને એવી રહી છે? માયાના મોહમાં શા માટે ભૂલે છે? સગાં વહાલાંનો સમુહ જોઇ અહંકાર ન કર. માબાપ, બાઈડી, છોકરાં, ભાઇઓ ને બીજાં સ્નેહીઓમાં કોઇ તારૂં નથી. ક્ષણવારમાં તેમનો ત્યાગ કરીને તારે જવું પડશે. એ બધાં સ્વાર્થ સારૂ

તને ચાહે છે, તારી સાથે કોઇ ચાલનાર નથી. જેને માટે તું દશે દિશાએ રખડે છે પણ તે તારી સાથે આવનાર નથી. સકળ જગત સ્વાર્થાધિન છે. તું નકામો ખુવાર ન થા. તું ભાળ એમ મૃત્યુ એક એકને ઝડપતું આવે છે. તને પકડવાનો વખત પણ નજીક આવતો જાય છે. ખરેખર તે તને અકૃસમાત પકડી લેશે. કાયા દિવસે દિવસે ક્ષિણ પડતી જાયછે. અંજળીમાં રહેલું જળ ખાલી થયા વગર રહેશે નહીં આમ છે માટે તારે જલદી ચેતવું જોઇએ.

બિલાડી જેમ પોપટને પકડે છે, સાપ જેમ ઉંદરને પકડે છે, બાજ જેમ તેતરને પકડે છે, સિંહ જેમ હરણને પકડે છે, માખીનો વાઘ જેમ માખીને પકડે છે, તેમ કાળ તને પકડશે. દયા વગરનો ક્રૂર કાળ, બાળક જુવાન કે વૃદ્ધ હોય તે સર્વને સમાન ગણે છે, શરીર માટીના કાચા ઘડા જેવું ક્ષણીક છે. તેને નાશ પામતાં વાર લાગતી નથી, પારધી જેમ ગુપ્ત રહીને હરણને મારે છે, તેમ શનૈઃ શનૈઃ આવતો કાળ તને મારશે. આખર મસાણમાં વાસ કરવાની જરૂર પડશે ને ત્યારે તારે સુવાને માટે પૃથ્વીને ઓઢવાને વાસ્તે આકાશ મળશે. ફુલની સુગંધીમય શય્યામાં પોઢતા, આંખે કરીને સલામનો ઉત્તર આપતા, જેના શરીરનો રંગ સુવર્ણના જેવો દેદીપ્યમાન હતો. એવા ઘણા માણસો મશાણની રાખમાં રોળાઇ ગયા છે. રાવણ જેવા રાજા પણ ચાલ્યા ગયા છે, જેણે દેવતાઓને તથા ગ્રહોને પોતાને આધિન કર્યા હતા, જેનાથી અડખે પડખેના દેશ વાળા રાજાઓ કાંપતા હતા, ને જેની સમૃદ્ધી મનને મોહ પમાડે એવી

હતી તેને પણ એક દિવસ પોતાની લંકાપુરી મેલી ચાલવું પડયું. ખરેખર પાણીના પરપોટા જેવા દેહનો કાંઈ ભરોંસો નથી. મારો દેશ, મારા હાથી, મારા ઘોડા, મારૂં ઘર, મારી બાઇડી, મારાં છોકરાં, મારાં માબાપ, મારી જ્ઞાતી, મારા ભાઈઓ, મારા સેવક, એમ મૂર્ખ માણસો અભિમાનમાં ગરક થઇને રાતદિવસ બોલ્યા કરે છે. પણ જ્યારે આ-યુષ્યરૂપી તેલ દેહરૂપી કોડીઆમાંથી ખૂટી જાય છે ને શ્વા-સોશ્વાસરૂપી બત્તી બુઝાઈ જાય છે, ત્યારે બધાનો વિયોગ થઇ જાય છે. ડાહ્યા પુરૂષો કહે છે તે ખરૂં છે કે આંખ મીંચાઇ ગઈ એટલે અહીંનાં બધાં સુખો નિરૂપયોગીછે. તેં ચાર દિવસને માટે આ સંસારમાં મુકામ કર્યોછે નેતારા કહેવાથી કાંઈ આ બધી માયા તારી થઈ જશે? જેમ તારા બાપદાદા સર્વ તજીને ચાલ્યા ગયા, તેમ તારે પણ ચાલ્યા જવું પડશે, મૃત્યુ આવીને અચાનક રીતે તને થપાટ લગા-વશે, ને ત્યારે તું રાખનો ઢગલો થઈ જઈશ, ને તારાથી કાંઇ સાથે લઇ જવાશે નહીં. નકામો શા માટે મમતા કરે છે? જન્મ લીધો ત્યારથી આવરદા ઓછી થતી જાયછે, મા જાણે છે કે મારો છોકરો મોટો થતો જાય છે, પણ સાચી રીતે કહીએ તો તે કાળની નજીક જતો જાય છે. બાળાપણ જઇને જુવાની આવે છે, જુવાની વીત્યા પછી ઘડપણ આવે છે, ને પછી તરતજ કાળના બળવાન પાસમાં સપડાઇ અ-દૃશ્ય થઇ જાય છે. ફેરફાર થયા કરવો એ કુદરતી નિયમ છે. મોટા મોટા રાજાઓ ચાલ્યા ગયા, મોહપમાડનારી સુંદર સ્ત્રીઓ ચાલી ગઇ, કવિઓ, પંડિત ને જ્ઞાની ચાલ્યા ગયા,

મોટા મોટા શાહુકારો ને સત્તાધારીઓ ચાલ્યા ગયા, ને ટુંકામાં બાળક, જુવાન, ને વૃદ્ધ સૌ ચાલ્યા ગયા. બળવાન કાળ સ્થળને ઠેકાણે જળ કરે છે ને જળને ઠેકાણે સ્થળ કરે છે. મોતનો પ્રવાહ સતત્ ચાલ્યા કરે છે ને નામવાળા તમામ પદાર્થોને ઘસડી જાય છે. કવિ બુલાખીરામ કહે છે કેઃ—

### દોહરા.

"અમર નથી અવની અને, અમર નથી આકાશ;
અમર નથી આ અંગ પણ, નામ તેહનો નાશ. ૧
પશુ પક્ષિને પ્રાણીયો, સરવ કાળના ગ્રાસ;
છળ કરિ કોઈ ન છૂટશે, નામ તેહનો નાશ. ૨
અચળ નથી ઇંદુ અને, વૃક્ષ વેલનો વાસ;
પ્હાડ પાણિ પાવક પવન, નામ તેહનો નાશ. ૩
મેરૂ ને મેદનિ મહા, ઘાટ ઘડા ને ઘાસ;
અરણવ તથા અરૂણ એ, નામ તેહનો નાશ. ૪
કાયા માયા ક્ષણિક આ, વિશેષ શો વિશ્વાસ;
ભરૂસો કર ભગવાનનો, નામ તેહનો નાશ. ૫
જે ઉગ્યું તે આથમે, ખરે ખિલ્યું તે ખાસ;
જન્મ્યું તે નિશ્ચે મરે, નામ તેહનો નાશ. ૬
માન્ધાતા સરખા મુવા, વળ્યા વાલમિક વ્યાસ;
રામ સરીખા નવ રહ્યા, નામ તેહનો નાશ. ૭
આજ ઈન્દ્રપુરિ જ્યાં અનુપ, વળતે દિન ત્યાં વાશ;
નાખનાર જન નવ રહ્યા, નામ તેહનો નાશ. ૮
જરાસંઘ જેવા ગયા, પ્રૌઢી ચોકી પાસ;

એવાજન ઊડી ગયા, નામ તેહનો નાશ. ૯
દુર્યોધન દુષ્યંત નૃપ, દિલિપ દામણા દાસ;
કાળ કરાળ નિકટ થયા, નામ તેહનો નાશ. ૧૦
આ ગંદી કાયા તણા, ભરૂસાનો શો ભાસ;
સંત મહંત મુખે કહે, નામ તેહનો નાશ. ૧૧
આજ કાલ કૈં ઊપડશે. કોઈક માસ છમાસ;
દશી વિશી પછી કૈંક જન, નામ તેહનો નાશ. ૧૨
ચૈતન સહ ચાલી જશે, ગત શરીરનો શ્વાસ;
બંધ થશે વ્યહવાર સહુ, નામ તેહનો નાશ. ૧૩
મારૂં મારૂં માની મુરખ, કરે વ્યર્થ કંકાસ;
તેમાં કશું તારૂં નથી, નામ તેહનો નાશ. ૧૪
ધૂમાડાના બાચકા, મૃગજળની મીઠાશ.
એવા આ સંસારમાં, નામ તેહનો નાશ. ૧૫
આગ ગાડી સ્ટેશન જીવન–યોગ–વિયોગ–વિલાસ
ભજ બુલાખી ભગવાનને, નામ તેહનો નાશ. ૧૬"

## ધર્મ નીતિ ને ઇશ્વર પ્રેમ.

आहारनिद्राभयमैथुनानि, सामान्यमेतत्पशुभिर्नराणाम्
धर्मोहितेषामधिकोविशेषो, धर्मेणहीनाःपशुभिःसमानः १

ખાવું, ઉંઘ, બીક ને મૈથુન એ બધાં માણસોને ને જનાવરોને સરખાં છે—જેમ પશુ ખાયછે, ઉંઘેછે, બીએછે ને સંભોગ કરેછે; તેમ માણસ કરેછે; ત્યારે માણસમાં શું વધારે છે કે જેથી તે પશ્વાદિ પ્રાણીઓથી ચડીઆતાં ગણી

શકાય? ધર્મ એજ માણસને માણસપણું આપનાર—અધિક ગુણછે. ધર્મ વડે કરીનેજ અન્ય રીતે પશુ જેવા જે આપણે તે માણસ કહેવાઇએ છીએ. ધર્મ વિનાનાં માણસો પશુ જેવાં છે—ધર્મ એટલે ધારણ કરનાર–પડતાં મનુષ્યોને આશ્રયભૂત થઈનેજ તેમને ધરી અથવા ઝાલી રહેછે તે. ધર્મ શબ્દનો ચાલતો અર્થ એવોછે કે જેનું અનુષ્ટાન કર્યાથકી આ લોક અને પરલોકમાં અનિષ્ટ નાશ થાયછે અને ઈષ્ટની પ્રાપ્તિ થાયછે તે—ધર્મ. એ ધર્મ સંબંધી જ્ઞાન થવા આપણ ભરતખંડી આર્યોને સારૂ જે શાસ્ત્રો છે તેનું વિવેચન આગળ કરવાનું મુલતવી રાખી હાલતો ધર્મનું મુખ્ય અંગ જે સદાચરણ તે વિષે વાત કરીએ.

આ દુનિઆમાં અવતરી જે પોતાનું ભલું કરવા ઇચ્છતો હોય, તેણે પ્રથમથીજ નેકી કરવાનો માર્ગ પકડવો. પશુ કરતાં માણસ ઉંચ છે, તેની સાબિતી એજકે મનુષ્યના દેહવડે જો યોગ્ય પ્રયત્ન કરવામાં આવે તો આ વિટંબનામય ભવસાગર તરી શકાયછે. ઇશ્વરે માયાની મોહજાળ એવી નાખીછે કે ઘણાખરા તો પોતાના ધંધામાંજ અહોનિશ ગુંથાઈ રહેછે, તથા મનોવિકારોના ગુલામ થઇ વિષયથી પ્રાપ્ત થતાં અનિત્યને પરિણામે દુઃખદ્ એવાં સુખો મેળવવામાં ગીરફ્તાર રહેછે. વિષયનાં અસાર અને અનિત્ય સુખો થોડીવારમાં દેહનો ક્ષય કરી શરીરનો ને આત્માનો વિયોગ કરાવેછે. લોહું જેમ કાટથી ખવાય છે, લૂગડું જેમ મેલથી જલદી ફાટી જાય છે, તેમ બહુ ભોગ ભોગવવાથી આ શરીર પણ ક્ષીણુ થઇ જાયછે, ને મન મલીન થાયછે.

વળી "भोगेरोगभयं" એ ભર્તૃહરીનું કહેવું પણ યથાર્થછે. અવળે રસ્તે ચાલી માણસ પોતેજ પોતાનું ભૂંડું કરે છે. ભારતમાં આવેલી જ્ઞાનમય ભગવદ્ ગીતામાં જે કહેલછે તેનો ભાવાર્થ પણ ઉપર મુજબ છે. તેમાં કહ્યું છે જે "જેણે પોતાના આત્માએ કરીને આત્માને જીત્યો છે, તેને આત્માજ એ-આત્માનો બંધુ છે, ને જેણે આત્માએ કરીને આત્માને જીત્યો નથી, તેને આત્માજ આત્માનો વેરી છે."

મીતાહાર અને ખુલ્લી હવા તેમજ મનના આનંદથી શરીરને સુખાકારી રહેછે, પણ શરીરની તનદુરસ્તી ભવિષ્યના અંધકારને અજવાળામાં લાવી શકતી નથી. શરીર સ્નાન કર્યા થકી શુદ્ધથાયછે, તેમ મન સત્ય ભાષણ કરવાથી પવિત્ર થાય છે. જે અસત્ય કામ કરતોજ નથી. તે પોતે અંધકારનો પડદો ફાડી રહ્યો છે, અથવા ફાડવાનો પ્રયત્ન કરે છે. એ ખચીત જાણવું. દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરતાં માલમ પડેછે કે આ દુનિઆ એક જાદૂઇ બનાવછે, જેમાં ઘડી ઘડીમાં તરેહ તરેહના ફેરફારો થાય છે. મનુષ્યો પોતપોતાના તર્કમય અને કાર્યમય ઘોડાઓ આ દોરંગી જહાનમાં કોઇ નિયમ ઉપર અને કોઈ વગર નિયમે મરજી માફક દોડાવી મૂકેછે, પરિણામે ઘણાખરા નાસીપાસીની હાયવરાળ સાથ દેહ છોડે છે, ને ઘણા થોડા માણસો આશાએશ ને શાંતીની સાથ વિદાય થાયછે. જેનું ચિત્તસ્થિર છે, જેણે નીતિનો માર્ગ પકડયોછે, ને જેને ગુણીન સદ્ગુરૂ મળેલ હોય છે, તેનેજ માયા પોતાની જાળમાં ફસાવી શકતી નથી. કમળ જેમ જળમાં રહ્યા છતાં કોહાતું નથી; પાણીને વિષે

જેમ અગ્નો જોર કરી શક્તી નથી; તેમ દ્રઢ જ્ઞાનીને અનીતિને માર્ગે ચલાવવાને કોઇ પણ શક્તિમાન નથી. સબબ તેઓએ પોતાની બધી નીગાહ પોતે પસંદ કરેલી સત્ય ચીજ પરજ રાખીછે.

રોગીને રોગ મુક્ત થવા સારૂ જેમ કેટલીક પરહેજી પાળવી પડે છે; તેમ અજ્ઞાનીને જ્ઞાન મેળવવા માટે અનીતિ છોડવી પડેછે. અનીતિઓ ઘણાં પ્રકારની છે, તે બધી ગણવા બેસીએ તો પાર આવે નહિ, માટે સંક્ષેપમાં જે નઠારા જુસ્સાથી માણસ જાત દુઃખ પામે છે તે જણાવીએછીએ. એ નઠારા જુસ્સા પાંચછે, તેમનાં નામ કામ, ક્રોધ, લોભ, મોહ ને મદ

काम—વિષય વાસના. એ એક એવો બળવાન શત્રુ છે કે જેને સંત સિવાય બીજો કોઇ જીતી શકતો નથી. સ્ત્રીની અંદર અદ્રશ્ય થઈ રહેલી પ્રવૃત્તિ યૌવન્નસંપન્ન તેમજ રસીક મનુષ્યોનાં કાળજાં કોલી ખાય છે, માટેજ સંતોએ સ્ત્રીને રાક્ષસીની ઉપમા આપીછે *સ્ત્રીરૂપી જબરો બંધછે, લોહાની

---

*"दर्शनातूहरतेचित्तं, स्पर्शनातूहरतेबलं
संभोगातूहरतेवियँ, नारीप्रत्यक्षराक्षसी १"

"કામનીકો અંગ માનો, કહીએ સઘન બન,
વહાં કોઉ જાય સો તૌ ભૂલેહી પરતુ હૈ;
કુંજર હૈ ગતિ કટિ કેહરીકો ભય જામેં,
બૈની કાલી નાગિની ઉ ફનિકું ધરતુ હૈ;
કુચ હૈં પહાર જ્યાં કામ ચોર વસૈં તહાં,

બેડીમાં કિંવા લાકડાની હેડમાં પડયો હોય ત્યાંથી માણુસ છૂટો થઇ શકેછે પરંતુ વિષય વાસનામાં અંધ થઇ ગયેલો પુરૂષ સ્ત્રી રૂપી બંધનમાંથી મોકળો થઇ શકતો નથી. પશુઓ ઋતુકાળમાંજ મૈથુનાશક્ત થાયછે, પણુ માણુસ જાત વગર વિચારે નિરંતર કામ વાસનાની આગથી દાઝયા કરે છે. મનમાં સ્મરણુ થવાથી જોર કરનારો કામદેવ સ્ત્રીને દેખાડી પુરૂષનાં મન વિહવલ કરી નાંખેછે. સ્ત્રી એ વિષનો વેલોછે જેની હવા લાગવાથીજ પુરૂષ બેભાન થઇ જાયછે; વળી સ્ત્રીને અગ્નીની જવાળાની ઉપમા પણુ અપાય છે કારણુ કે તેને દેખીને પુરૂષ તપ્ત થાયછે. રજ વિર્ય રૂપે ગુપ્ત થઇ રહેલો કામદેવ સ્ત્રી પુરૂષ બંનેને સારાસાર વિચાર છોડાવી મદાંધ કરેછે. જેઓ પોતાનો ધર્મ જાળવવાને તથા શારિરીક ને માનસિક શકિત વૃદ્ધિ પમાડવા ઇચ્છતા હોય,

---

સાધિકે કટાક્ષ-બાન પ્રાનકું હરતુ હૈ;
સુંદર કહત એક ઔર ડર જામેં અતિ,
રાક્ષસી વદન ખાઊં ખાઊંહી કરતુ હૈ."
"અહી વિષ તન કાટે ચડે, યહ ચીતવત ચડી જાત;
જ્ઞાન, ધ્યાન, પુની પ્રાણુહુ, લેત મૂળ જૂત ખાત."

" ને જે સ્ત્રીનું હ્રદય ફાંદો તથા જાળ છે, ને તેના હાથ બંધનોછે; તે મરણુ કરતાં કડવી છે, એવું મેં અનુભવ્યું. દેવને જે સંતુષ્ટ કરે છે, તે તેનાથી છુટો રહેશે. પણુ પાપી તેનાથી પકડાશે." પુરાતન સ્થાપનાના સભાશિક્ષકના પુસ્તકનો ૭ મો અધ્યાય.

"કાનફટી જોગણી; તીન લોકકું ખાય;

તેમણે પરદારાનો સંગ કરવો નહીં, એટલુંજ નહીં, પણ ધીમે ધીમે વિચાર કરીને મનમાં રહેલી વિષય વાસનાને પણ કાઢી નાંખવી. કામરૂપી જ્ઞાનીના નિત્ય શત્રુએ જ્ઞાન ઢાંકેલું છે, એ અગ્નિની શાંતિ કરવી એ મોટું કઠણ કામછે. મદોન્મત હાથીના કુંભસ્થળ ફાડવામાં પૃથ્વી ઉપર કેટલાક શૂરવીરો છે, અને કેટલાક મોટા સિંહના વધ કરવામાં પણ ચતુર એવા પુરૂષોછે પણ બળવાનોની આગળ જ્ઞાનીજનો કહેછે કે બળાત્કારથી કામનો ગર્વ ટાળવાવાળા શૂરવીર પુરૂષો થોડાજ છે. કટાક્ષ બાણરૂપી અગ્નિવાળા. સ્વભાવથી વાંકા, હાવભાવ રૂપી ફેણને ધારણ કરનાર સ્ત્રીરૂપી સર્પથી દૂર રહેવું સારૂંછે; કારણ કે એ સર્પડસેલો માણસ સારો થઇ શકતો નથી,

---

જીવત જાલે કાળજાં, મુવાં નર્ક લે જાય."

श्रुताभवतितापायदष्टाचोन्मादवर्द्धिनी
स्पृष्टाभवतिमोहाय, सानामदयिता कथम् १

અર્થ—જેના સાંભળવાથી તાપ ઉત્પન્ન થાય છે, જોવાથી ઊન્માદ ઉત્પન્ન થાયછે, અને સ્પર્શ કરવાથી મોહ ઉત્પન્ન થાયછે તો તે સ્ત્રી પ્યારી કેમ કહેવાય?

" નાર નરકકી ખાનહે, દુરગંધ અંગ અપાર;
એસી ઉનકી દેહમેં, જેસો કુંડ ચમાર;
જેસો કુંડ ચમાર, જાનકર કેસેં જાવે,
ઉત્તમ મનુષ્યા દેહ, જાનકે નરક ડુબાવે;
ભીખુન કનૈયો ભને, ઉનસેં હોત હેરાની,
દુરગંધ અંગ અપાર, નાર નરકકી ખાની." १

જે અતિ કઠણ કાર્ય જ્ઞાનીજનોએ જણાવ્યાં છે તેમાં કામદહન પણ છે. કઠણ કાર્ય એકદમ કરી દેવું મુસ્કેલ છે; મનની ખાત્રી કરી આપીએ, કે અમુક કામ કર્યા વગર છૂટકો જ નથી, તો આગળ દેખાયેલું મુસ્કેલ કામ સહેલું લાગે છે. માટે મનને દૃઢ કરી દેહનું મલીનપણું તથા સંસારનું અનિત્યપણું વિચારી એ વિષય થકી શનૈઃ શનૈઃ મુક્ત થવું.

નઠારાં બીભત્સ પુસ્તકો વાંચવાં સાંભળવાં નહીં, વિષયી જનોની સોબત ન કરવી, પ્રમાદ ઉત્પન્ન કરનારી વસ્તુઓ ખાવી પીવી નહીં, ને રૂપમય વસ્તુઓ જોવાની સ્પૃહા ન રાખવી.

क्रोध. આ શત્રુને જે રાખે છે તેનેજ તે ખાય છે. દયા જ્યારે બંનેને શાંત કરે છે. ત્યારે ક્રોધ બંનેને ગરમ કરે છે. ક્રોધી માણસ નિરંતર ધુંધવાતો માલમ પડે છે, નિરંતર બળતા રહેવાથી તેનું શરીર નબળું પડી જાય છે. ક્રોધી માણસ સાથે કામ પાડવામાં ઘણાં માણસ ડર પામે છે, ક્રોધને પોતાના મનમાં સમાવી દેવો એ ઘણું કઠણ કામ છે. “ ગુસ્સો હરામ છે ” એ મુસલમાનોનું કહેવું યથાર્થ છે. વંટોળીઓ અને ધરતીકંપ જેમ જગતના રમણીક દેખાવને બદસુરત કરી નાંખી ખરાબી કરી દેછે, તે પ્રમાણે ક્રોધી માણસનો ક્રોધ તેની આસપાસ નુકશાન ને ખરાબી ઉપજાવે છે. માણસે પોતાની નબળાઇ નહીં ભૂલી જવી જોઇએ. ક્રોધી ક્રોધને આધિન થઇને પોતાનું ગળું કાપવા તૈયાર થાય છે, ને વખતે પોતાના મિત્રનું ખૂન કરવાને પણ અચકાતો નથી. ક્રોધના વિકારને દૂર કરી ક્ષમાવાન થવું એ

સારૂં છે. ક્રોધ દૂર કરવાથી તને શાંતિ રહેશે અને તારૂં અંતઃકરણ તને ઠપકો નહીં દે. ક્રોધી માણસો પોતાની અક્કલ ગુમાવે છે. એમ જાણી સાવધપણામાં રહી બીજાઓના ક્રોધથી ઉપદેશ મેળવવો જોઇએ. ક્રોધમાં કાંઈ કામ કરવું નહીં. ક્રોધ ઉપજે ત્યારે સાવધ રહેવું. મૂર્ખ માણસો નજીવી વાતમાં ક્રોધ કરે છે, પણ ડાહ્યો માણસ કદી એમ કરતો નથી. ક્રોધને અંતઃકરણમાં ન રહેવા દેવો, કારણ કે તેમાં કાંટા ભોંકવાનો ગુણ છે. વેર લેવાને બદલે ક્ષમા કરવાને સદૈવ તૈયાર રહેવું એ સારૂં છે. પાણીથી જેમ અગ્નિ ઓલાઈ જાયછે તેમ નમ્ર વચનથી ક્રોધ શાંત થઇ જાય છે; ને શત્રુ હોય તે મિત્ર થઇ જાયછે. ક્રોધ ઉપજવાના ઘણા થોડા પ્રસંગો છે. છતાં વારંવાર જે ક્રોધ કરેછે તે મૂર્ખછે. ક્રોધની ઉત્પત્તિ મૂર્ખાઇ ને નબળાઇથીછે. ગુસ્સે થનારને પરિણામે પશ્ચાતાપ થયા વગર રહેતો નથી.

ક્રોધથી વેર ઉપજેછે. વેરનું મૂળ માણસની નબળાઇ છે. નબળા ને બીકણ માણસો વધારે વેર રાખે છે. વેર રાખવાથી પોતાનું દુઃખ ઓછું નહીં થતાં ઉલટું વધે છે. જેના મનમાં વેર હોયછે તે માણસનું મન હમેશાં બેચેન ને દુઃખી માલમ પડેછે. વેર મનમાં હોય ત્યાં સુધી પીડા આપ્યા કરે ને પૂરૂં પડ્યા પછી મોટું સંકટ ઉપજાવેછે, વેરી માણસની મતલબ જ્યાં સુધી હાંસલ થતી નથી ત્યાંસુધી તે ઘણોજ ઉદાસી રહેછે ને મતલબ પાર પડયા પછી પશ્ચાતાપ કરવો પડેછે. શત્રુની ઘાત કરવા કરતાં તેને ક્ષમા કરવી એ ઉત્તમ છે. કાંઇ ભૂલને વાસ્તે વેર લેવું એ જેવું

સેહેલું બીજું એકે નથી, વળી તે ભૂલ ક્ષમા કરવી એના જેવું કીર્ત્તિ ભરેલું બીજું એકે નથી. માન અને ઇર્ષાથી ક્રોધ ઉપજેછે માટે તેનો ત્યાગ કરવો.

દયા રાખવી એ ઘણું સત્ય કાર્ય છે. ઈસુ ખ્રિસ્ત કહે છે કે*જે પુરૂષ બીજા માણસ વગેરેપર દયા કરેછે, તે પુરૂષ બીજા બધાઓની દયાનું પાત્ર થાયછે. દયા વગરનો માણસ દયા મેળવવાને માટે ના લાયકછે. ક્રુર ને ઘાતકી માણસનું દીલ કસાઈના જેવું હોયછે,ને તેથી કોઇનું દુઃખ જોઇને તેને દયા ઉપજતી નથી. ગરીબ લોકોપર દયા રાખવી એ માણસનું ખરૂં કર્ત્તવ્ય છે. દુઃખમાં પડેલા અભાગ્યા ને દરદમાં પીલાતા લાચાર, એકજ પિતાથી ઉત્પન્ન થયેલા આપણા ભાઇઓ છે, માટે તેઓને દુઃખમાંથી છોડાવવા જોઈએ. ભક્તવત્સળ પ્રભુ!, આર્યોના દિલમાં દયાનું નિર્મળ ઝરણ વહેતું રાખ. ને તેઓના દિલનો ક્રોધ, ઇર્ષા, માન, વેર ને કુસંપ મટાડ.

---

* Blessed are the mercifull : for they shall obtain mercy. Ye have heard that it hath been said "thou shalt love they neighbour and hate thine enemy." But I say un to you love your enemies bless them that curse you, do good to them that hate you, and pray for them which despitefully use you, and persecute you : that ye may be the children of your father which is in heaven." Mathew V. 7. 43—45.

## ચોપાઈ.

દયાળુ જનને દો આશીશ, સબબ તેઓ થયા દયાધિશ;
"પાડોશીને ચાહવો નીર્ધાર, શત્રુને ધિક્કારવો ધરાર." ૧
એમ સાંભળ્યું હશે કદિ તમો, પણ બીજી વાત કહુંછું અમો;
રીપુને ચાહો શ્રાપદને દો આશીશ,ધિક્કારનું શુભકરો અહોનીશ.૨
હેરાન કરે ને દુષ્ટ નજરે જોય, ઈશપાસ માગો(કે)તે સુખી હોય;
તમારો પિતા જે છે આકાશ, આમ કર્યાથી થશે હુલાસ. ૩

લોભ—ખોટી લાલચ—તૃષ્ણા—કંજુસાઇ એ પાપનું મૂળછે. લોભ એ પાપનો પિતાછે. લોભ બીજાં પાપને લેતો આવે છે. અનિત્ય વસ્તુમાં ઘણો મોહ રાખવાથી અત્યંત વેદના થાય છે. લક્ષ્મી ચપળ છે તે કોઈની થઇ નથી ને થવાની પણ નથી. રાજા રાણા અને શાહુકારો સર્વે આશા ભર્યાજ ચાલ્યા ગયાછે. હદમાં લોભ રાખવો એ કદાપિ ઠીક કહેવાય, પણ તેના ગુલામ બનવું એ ધિક્કારવા યોગ્ય છે. લોભી માણસ જેનું તેનું ઝુંટી સંગ્રહ કરવા માગે છે. કોઈને આપવું પડે તો માથાનો ઘા થાયછે. લોભી માણસ યાચકને કાળ રૂપે દેખેછે; એવા માણસની ચમડી તૂટે પણ દમડી ન તૂટે. લોભી માણસની બધા માણસો પછવાડે ચર્ચા કરી તેને વગોવેછે. રખેને દ્રવ્ય ખૂટી જશે એમ શંકા આણી લોભી માણસ પેટ ભરીને ખાતો પીતો નથી તેમજ સારાં વસ્ત્રાદિક ઓઢતો પેહેરતો નથી. "દ્રવ્ય" "દ્રવ્ય" એવા ભણકારા સદૈવ તેના કાનમાં સંભળાયા કરેછે. લોભી માણસ પોતાની આબરૂની દરકાર છોડી દઈ હલકે રસ્તે ચાલતાં જો દ્રવ્ય મળતું હોય તો તેમ કરવા તે વાર લગાડતો નથી. કંજુસ પુરુ-

ષોનાં ચરિત્રો ઘણાં હાસ્યજનકછે, પણ સ્થળ સંકોચને લીધે તે અત્રે દાખલ કરી શકતા નથી. તેઓનો સિદ્ધાંત આછે.

" जातिर्यातुरसातलंगुणगणस्तस्याप्यधोगच्छतां ।
शीलंशैलवरात्पतत्वभिजनःसंदह्यतांवन्हिना ॥
शौर्येवैरिणिवज्रमाशुनिपतत्वर्थोस्तुनःकेवलं ।
येनैकेनाविनागुणास्तृणलवप्रायाःसमस्ताइमे॥१॥

અર્થ—જાત રસાતળમાં જાઓ, બધા ગુણ રસાતળની પણ નીચે જાઓ, શીળ મોટા પહાડ ઉપરથી પડો, સગાંવહાલાં અગ્નિથી બળી મરો ને શુરાતન અને શત્રુપર વજ્ર પડો. ફક્ત અમારી પાસે પૈસાજ હો: કે જે એક વિના અમારા આ બધા ગુણો તણસલા જેવા છે.

દાન દેવું, સંસારના ભોગ ભોગવવા ને નાશ થવો, એમ દ્રવ્યની ત્રણ ગતિ છે. જે માણસ દાન દેતો નથી, તથા ભોગ ભોગવતો નથી તેના દ્રવ્યની ત્રીજી ગતિ એટલે નાશ થાય છે. જેમ રૂપાળા માણસને શરીરે કોઢ હોવાથી તે કુરૂપ દેખાય છે તેમ ગુણવાન પુરૂષમાં લોભ હોય તો તે જન સમૂહને અપ્રિય થઇ પડે છે. લોભ એ મોટો દુર્ગુણ, ને સંતોષ એ મોટો સદ્‌ગુણ છે. લોભી માણસને પરિણામે જે અતિ દુઃખદ પશ્ચાતાપ થાય છે તે તેની મૂર્ખાઇ દાખલ બસ છેઃ મહમૂદ ઘિજનવી જ્યારે મરવા સૂતો, ત્યારે પોતે પરધર્મીઓને રિબાવીને જે દોલત મેળવી હતી, તેનું પોતાની સમક્ષ પ્રદર્શન કરાવ્યું હતું, ને પછી તે જોઇને જારબેજાર તે રડયો હતો. ગમે તેટલો સંગ્રહ કર્યો હોય પ-

ણુ આંખ વીંચાયા પછી સર્વે નકામું છે.તૃષ્ણાને આધિન થઇ મહાન સીકંદર પણ રડયો હતો. દુરંત તૃષ્ણાનો પાર પામવો અતિ કઠણ છે. ગરીબ સ્થિતિમાં હોય ત્યારે માણસ શેર અનાજને માટે પરમેશ્વરને વિનવેછે ને તેજ માણસ દૈવયોગથી સારી સ્થિતિમાં આવેતો હજારો રૂપિઆ મળે તો પણ ધરાતો નથી.

લોભથી ઉલટો ગુણ જે સંતોષ તે વિષે હવે થોડું કહીએ. સંતોષ એ કલ્પતરૂ કહેવાયછે. ગરીબ માણસ પૈસાદાર થવાને ચાહેછે, પણ પૈસાદાર માણસને કેટલી બધી ફિકર ચિંતા ને જંજાળ હોયછે તે તે જોતો નથી. ગરીબ માણસ અમલદાર થવાને ચાહે છે, પણ અમલવાળા માણસોની ગુંચવણ ને મુશ્કેલી તે વિચારી શકતો નથી. ગરીબ માણસ નવરાશનો કંટાળો સમજતો નથી તેથી તે પોતાની ગરીબી જોઇબળીને ખાખ થઈ જાય છે; પણ હરકોઇ માણસનાં બહારનાં સુખથી ભૂલાવો ખાઇને તેની અદેખાઇ કરવી બ્યાજબી નથી: કારણ સામાધણીના અંતઃકરણની દીલગીરીની આપણને ખબર નથી. થોડાથી સંતોષ પામવો એ મોટું ડાહપણ છે. દોલતમાં વધારો કરનાર માણસ ફિકર ચિંતાનો પણ વધારો કરેછે. સંતોષવાળું મન ખરો ને છુપો ખજાનો છે, અને તે ખજાનાને તૃષ્ણાધિન થયેલો માણસ જોઇ શકતો નથી.

નમ્રતા, પરોપકાર બુદ્ધિ, પરહેજગારી અને નીતિ એ ગુણો જે માણસે હાંસલ કર્યા હોય તેને દોલતની મકદૂર નથી કે દુખીઓ કરી શકે. સદ્‌ગુણ એ સરતના ઘોડાની પે-

ઠેછે. એ ઘોડાપર બેસીને સરત દોડાવવાને ઇશ્વરે સર્વ માણસને ઉત્પન્ન કર્યાછે. એ સરતનો ઘોડો જઇ પહોંચવાની જગા સુખછે, અને તે જગા ઉપર આખો રસ્તો ફરી વળ્યાવગર તથા પરલોકનું અવિચળપણું હાંસલ કર્યા વગર કદિ જઇ પહોંચાતું નથી.

વિષયનો સંગ કર્યા થકી તૃષ્ણા નાશ પામતી નથી પણ ઉલટી વધેછે, વિવેક યુક્ત શમની ઉત્પત્તિ થકી તૃષ્ણાની નિવૃત્તિ થાયછે. કામ, ક્રોધ, ને લોભ એ ત્રણ આત્માની શક્તિઓ ક્ષીણ કરનારા બળવાન દુશ્મન છે, માટે તેમનો ત્યાગ કરવો.

**मोह.** અનિત્ય વસ્તુની આશક્તિનું નામ મોહ છે. પદાર્થનો તરતનો આભાસ તથા તાત્કાળીક દૃશ્ય સુખ જોઇ અજ્ઞાની મનુષ્યો ભાન ભૂલી તેમાં મોહીત થાય છે. વિષયજન્ય સુખો પેહેલાં અમૃત જેવાં લાગેછે, પરંતુ પરિણામે તે ઝેરથી પણ કડવાં થઇ પડેછે. રાજસી વૃત્તિમાં લીન થઇ ઘણાં મનુષ્યો આ વિચિત્ર ભવાબ્ધિમાં તરફડીઆં માર્યા કરેછે. માયા નાના પ્રકારનાં અનેક મનોરંજક રૂપો ધારણ કરી જ્ઞાની અને અજ્ઞાની સર્વેને પોતાના પાસમાં પકડવાની યુક્તિઓ કર્યા કરેછે. માયા દુસ્તર દેવી યૌવનાના નયનોમાં વાસ કરી તેમની પાસે કટાક્ષ બાણો ફેંકાવી રસીકજનોને મોહના પાસમાં લપટાવેછે. ધનનો ઉજવળ ચળકાટ દેખાડી લોભ કંજુસનાં મન હરેછે. નકામો વિષાદ ઉત્પન્ન કરાવવાના હેતુથી ક્રોધ રક્તરૂપ ધારણ કરી ક્રોધીના દિલમાં પ્રવેશ કરેછે. ટેવ ન પડવા દેવી એ સેહેલુંછે, પણ પડેલી ટેવ છો-

ડવી એ કઠણું છે. હાથી, ભમરો, પતંગ, માછલું અને હરણ એ પાંચે સ્પર્શ ગંધ રૂપ રસ ને શબ્દ એ વિષયોમાં અનુક્રમે લીન થઈ પોતાનો પ્રાણ ગુમ કરેછે. એ પાંચ વિષય અથવા પાંચ ચોર મનુષ્યના દિલમાં એકઠા રહેલા છે, ને તે દરેક વિષય એક એકનું મોત તૈયાર કરે છે ત્યારે મનુષ્યના શા હાલ? ઘંટરવાળના શબ્દથી મોહ પામી બિચારાં નિર્દોષ મૃગો પોતાનો આત્મા ખૂએછે; કાઠની હસ્તીની જોઇ વિષય વાસનામાં લુબ્ધ થઇ રહેલા હાથીઓ પોતાના શરીરનો ને આત્માનો વિયોગ કરાવેછે; દીવાનું પ્રકાશિત અજવાળું જોઇ તેના રૂપથી મોહપામી અજ્ઞાન પતંગીઆં તેમાં જોરથી ઝંપલાઇ મૃત્યુ પામે છે; રસમય વસ્તુ ખાવાને ઉત્સુક થઇ રહેલાં મત્સો કાંટામાં ભરાવેલો માંસનો કડકો ખાવા જતાં પોતાનો જીવ ગુમ કરેછે, ને ભોગી ભમરો કમળની આસપાસ ગુંજારવ કરી તેનું બેહદ મધુપાન કરવાની તૃષ્ણાથી સંજ્ઞ સમે તેમાં નીવાસ કરી પોતાનું બાકી રહેલું આયુષ્ય ગુમાવી દેછે. અહો ! વિષય જન્ય સુખોની ગતિ કેવી મોહકછે ! એ પાંચ વિકારો નિરંતર મનને હર્ષ શોક ને રાગ દ્વેષ ઉત્પન્ન કરેછે; જેણે રાગ દ્વેષ છોડયાં નથી તે સુખી નથી.

મોહથી માણસની સારાસાર વિચારવાની બુદ્ધિ નાશ પામેછે, અને તેથી તે અનંત કુકર્મો કરેછે. મોહને વશ થઇ રહેલાં પ્રાણીઓ જે કુકર્મોક રે છે તેમાં જૂઠું બોલવું એ પણ આવી જાયછે. ધર્મનું પ્રવેશક મૂળ સત્યતામાં રહેલુંછે. અસત્ય બોલવામાં જેટલું પાપછે તેટલું બીજામાં નથીઃ પણ અહો ! આજકાલ કેવો જમાનો ચાલે છે! કૂડ કપટ અને

અસત્યતાનું કેટલું જોર વ્યાપ્તમાન થયુંછે! કોઈ હસતાં હસતાં અને કોઇ સ્વાર્થ સાધવા સારૂ જૂઠું બોલવા ચૂકતા નથી. જે અસત્ય ભાષણ કરેછે તે પોતાના આત્માને અસત્યતા વાળો કરેછે, અને પોતાનો સત્ય ચીજની સાથે કુદરતથી જે સંબંધ હોય છે, તેને તોડે છે. જે નિરંતર સત્ય ભાષણ કરેછે તેની જનનીને શાબાસ છે. ગમે એવાં સંકટો આવી પડે, ગમે એવી ઉપાધીઓ આવીને રીબાવે અને ભવિષ્ય ગમે એટલા ડોળા કાઢીને ધુરકાવે, પણ જે અસત્યતા ગ્રહણ કરેજ નહીં તેનેજ ધાર્મિક જાણવો. અનંત પુરૂષોએ સત્યતાવડે પોતાની જીંદગી પ્રકાશમય કરી છે. ઇશ્વરને સત્ય સૌથી વધારે વહાલુંછે, અને બીજી રીતે કહીએ તો સત્યતા એજ ઇશ્વરછે.

સત્યતામાં અનંત ફાયદા છે. સાચાં દિલવાળો માણસ પોતાની આબરૂનો મરતબો જાળવી રાખે છે. ઠગાઈ તથા લુચ્ચાઇને તે બહુજ ધિક્કારે છે, આવો માણસ પોતાના બધા ઠરાવમાં નિયમ પ્રમાણે ચાલેછે અને ગુંચવણથી મોકળો રહેછે. સાચા માણુસના મોઢામાંથી જે બોલ નીકળે છે, તે તેના અંતઃકરણની નિર્મળતા બતાવેછે. કપટી ને મેલા માણુસના દિલની કોઇને ખબર પડતી નથી. તેના બોલવામાં સર્વદા ભેદ ને લુચ્ચાઇ હોયછે. સાચા ને પ્રમાણિક માણસોનો તેના દુશ્મનો પણ વિશ્વાસ કરે છે અને તેથી ઉલટું જૂઠા માણસનો તેનાં સગાંવહાલાં પણ વિશ્વાસ કરતાં નથી. આ દુનિઆમાં માણુસ જાતને આડે રસ્તે લઈ જવાને અનંત લાલચો રૂપી રાક્ષસો છે; જે એમાં ફસી પડશે નહીં

તે ઉજવળ યશ સંપાદન કરી શકશે. સત્યતાવાળો પ્રમાણિક માણસ સર્વને વહાલો અને પ્યારો લાગે છે. અને સૌકોઇ મોકળા મનથી એવા માણસ સાથેજ લેવડ દેવડ ને ધીર ધાર ચલાવે છે.

મોહાધિન થઇને ઘણાં માણસો ચોરી, હિંસા, ને બીજાં દુષ્કર્મો કરે છે. મોહથી પવિત્રતા ને શાંતિ નાશ પામે છે કે જે માણસ જાતને અવશ્ય જરૂરની છે. વળી મોહથી માણસના દિલમાં નાસ્તિક વિચારો ઉત્પન્ન થાય છે.

સંસારમાં સર્વ સુખોનો આધાર ધર્મ અને નીતિ ઉપર રહેલો છે. અને જે વખતે એ બે વાનાં લોકોમાંથી જતાં રહે છે, તે વખતે તેમના ઉપર અનેક તરેહનાં દુઃખો આવી પડે છે; એવું જે કેટલાએક યુગોના અનુભવ ઉપરથી સિદ્ધ થયું છે તેનું ઉત્કૃષ્ટ ઉદાહરણ ફ્રાંસના રાજ્યની ઉથલ પાથલ છે. લોકોમાં ધર્મ અને પરમેશ્વર વિષે નાસ્તિકપણું ઉત્પન્ન થતાં તેમની સત્યતા નાશ પામે છે; વિશ્વાસ ને પરમાર્થ બુદ્ધિ જતાં રહે છે. ને અનંત અન્યાયો થાય છે. "પદાર્થ અને તેના ધર્મો માત્ર આ જગતમાં સપ્રમાણ સત્ય છે, અને બાકીનું સઘળું અજ્ઞાન છે" એ નાસ્તિકોનું પ્રાધાન્ય મત છે. દેવ નથી, ધર્મ નથી, સ્વર્ગ નથી, પાપ નથી, પુન્ય નથી, સઘળી વાત સ્વભાવિક રીતે પદાર્થના સંયોગથી બને છે, જે સેહેલું તે સારૂં ને અઘરૂં તે નઠારૂં, એવા નાના પ્રકારના વિચારો નાસ્તિકોમાં ફેલાય છે અને તેથી તેમનાં મન તદન બગડી જાય છે. નાસ્તિક વાદથી અઢારમા સૈકાના છેવટના ભાગમાં ફ્રાંસ દેશની કેવી હાલત થઇ હતી તે ની-

એના લખાણથી સ્પષ્ટ સમજાશે.

"આ વેળા લાંચ અને વ્યભિચારનો તો આડો આંક હતો, ઇનસાફના દરબારમાં ઇનસાફ છચોક વેચાતો હતો. મોટા મોટા ન્યાયાધિશની જગા આપવાનો અધિકાર રાજા અને પ્રધાનોને હતો. તેઓ બેલાશક લાખો રૂપિઆ લઇને ગુણ અવગુણ નહીં જોતાં પોતાની મરજીમાં આવે તેવા માણસને તેવી જગા આપતા. અને એ પ્રમાણે દાખલ થયેલા ન્યાયાધિશો પોતે ખરચેલી રકમ વસુલ કરી ખીસ્સા તર કરવા સારૂ પક્ષકારોની પાસેથી લેવાય તેટલા પૈસા લેતા. એજ પ્રમાણે વ્યભિચારનો પ્રકાર હોવાથી ફ્રાંસ દેશમાંથી કેટલાક વખત સુધી શિયળવ્રત નહીં જેવું થયું હતું."

"તે વેળાની સ્થિતિનું આવું વર્ણન જેટલું કરીએ એટલું થોડું. વધારે તો શું પણ લોકોને ધર્મોપદેશ કરીને તેમનાં ચિત્ત પરમેશ્વર તરફ વાળનાર ધર્મગુરૂઓ પણ અત્યંત દુરાચારી હતા. જે મંદીરોમાં પવિત્ર સુબોધ વિના બીજું કાંઇજ થાય નહી. ત્યાં અનીતિનાં કર્મો થતાં."

"રાજ્ય ફેરફારની પહેલાં એ દેશના લોક અધર્મી થવા લાગ્યા હતા, એટલુંજ નહીં, પણ, ઇસુખ્રિસ્તની મૂર્ત્તિઓ અને દેવળો કાઢી નાંખીને તે ધર્મને થડ મૂળથી તોડી નાંખવાનો નિશ્ચય કરીને કેટલાએકે ખટપટ ચલાવી હતી. જે કોઇ ધર્મ માર્ગે ચાલતો તેની નિંદા થતી અને ધર્મોપદેશકને ચળેલો કહેતા. પરમેશ્વર નથી, એવું ઠેકાણે ઠેકાણે બોલતા અને મોટા અક્ષરથી લખતા; તથા નીતિ, અનીતિ પાપ, પુન્ય, ઇત્યાદિની લેશ માત્ર પણ દરકાર ન કરતાં મર-

જી પ્રમાણે વર્ત્તતા હતા."

મોહ એ વિવેકનો મોટો શત્રુ છે. અપક્વ બુદ્ધિવાળા માણસપર તે પોતાનો દમામ પૂર જોરમાં ચલાવે છે. મોહ ઉપજેછે ત્યારે માણસ છતી આંખે આંધળો થઇ જાય છે. "પુરૂષ, પ્રત્યક્ષ અપવિત્ર વસ્તુની બનેલી સ્ત્રીને જાણેછે, તો પણ તેને જોઇને ગાંડો બની જાયછે, ખુશી થાયછે, રમેછે, હે! ખુબ સુરત, હે! કમળ નેણી, હે! મોટા નિતંબવાળી, હે! પુષ્ટને ઉંચા સ્તનવાળી, હે! સારા મુખ કમળવાળી, હે! સારી ભ્રકુટીવાળી, એ રીતે ઉમંગથી વખાણે છે. ઓ હો હો !! મોહનું કેવું દુરાચરણ છે!" અજ્ઞાનને આધીન થઇ બિચારાં પતંગીઆં દીવામાં ઝંપલાયછે, અજ્ઞાની માછલાં પણ ગલમાં ફસાઇ પડેછે ને માણસ વિષયોને દુઃખમય જાણતો છતો પણ તેનો ત્યાગ કરી શકતો નથી. ખરેખર મોહની ગહન ગતિછે."

વિવેકના પક્ષમાં મનોવૃત્તિ રાખી મોહનો નાશ કરવાથી અંતઃકરણમાં સતત્ સુખનો ઉદય થાયછે.

**મદ**—અહંકાર માણસને નર્કમાં લઈ જાયછે, પોતાના અભિમાનથી રાવણની તથા દુર્યોધનની કેવી બૂરી અવસ્થા થઇ, તે જેણે રામાયણ કે ભારતની ઐતિહાસીક કથાઓ વાંચી કિંવા સાંભળી હશે, તેને માલમ પડયું હશે. અહંકાર એ માણસના શરીરમાં રહેલો મોટો શત્રુ છે. તે શત્રુ મોતની નજીક લઇ જાય છે* જેઓ નિજાનંદને ઇચ્છતા હોય

* "Pride goeth before destruction, and an haughty spirit before a fall." Proverbs XVI. 18.

તેઓએ નમ્ર સ્વભાવના થવું જોઇએ. ઇસુખ્રિસ્ત કહેછે કે‡

**દોહરો.**

હું છું સાલસ ને ગરીબ, શીખો મારી ચાલ;
(તો) આત્મા આનંદિત થશે, અંતે થશો નીહાલ. ૧

અભિમાન મૂકી નાના બાળકના જેવી વિષય શૂન્યવૃત્તિ રાખવાની ભલામણ ઘણા સંતો કરેછે. ઇસુખ્રિસ્ત કહેછેકે†

**સોરઠો.**

નાનું બાળ મહાન, ઇશ્વર કેરા રાજમાં,
થાઓ તે સમાન, જો નિજ સારૂં ચહો, ૧

અફ્લાતુન (Plato)પણ એને મળતુંજ કહેછે. પોતાની કહેવતમાં તેણે એ વિષે જે કહેલ છે તેનો સાર એવોછે કે

**આર્યાની ચાલ.**

મોટી વયનો માણસ, બાળકના ગુણ ગ્રહે જો અતિ ખાંતે;
મહદ દશાને પામે, નિજ અનુભવથી કહુંછું નિર્ભ્રાંતે. ૧

આ ભરતખંડમાં પ્રાચિન કાળમાં થઇ ગયેલા મહાન ભકતો સનક, સનંદન, શનત્ કુમાર તથા સનાતને પણ કઠણ તપશ્ચર્યા કરી પોતાની જ્ઞાનમય બાલ્યાવસ્થા રહે એવું

---

‡ "Learn of me, for I am meek and lowly in heart, and ye shall find rest in to your souls." Mathew XI. 29.

† "Who sover therefore shall humble as this title child, the same is greatest in the kingdom of heaven." Mathew. XVIII. 4.

વરદાન મહાન જગન્નિયંતા પાસે માગ્યું હતું. ખરેખર સત્ય-જ્ઞાનવાળી નિરાભિમાની બાલ્યાવસ્થા ઘણીજ ઉચ્ચછે. જ્યારે ઘડીપળમાં આપણે મરવાના છીએ ત્યારે નકામો ગર્વ શા માટે રાખવો જોઇએ? શરીરમાં જીવ હોય ત્યાં સુધી માણસ પોતે પોતાના રૂપ રંગમાં અભિમાન રાખેછે, ને નાના પ્રકારની મોજ મજાહમાં ગુલતાન રહેછે, પણ શરીરમાંથી જીવ ગયો કે તરત તેનું શરીર ગંધાવા માંડેછે, અને ઘણા દહાડા તો તેમાં કીડારહ્યું પડવા માંડેછે. જ્યારે તેની આસપાસનું માંસ તદન ખવાઇને સૂકાઇ જાયછે ત્યારે તેનું હાડપિંજર માત્ર રહે છે, અને તે જોવાથી આપણા દિલમાં દિલગીરીયુક્ત ઘણો ભયંકર વિચાર પેદા થાયછે. તેમાં બીલકુલ માંસ કે નસ નથી. સઘળાં હાડકાં રહેલાંછે. ગંદી કાયાનો ગર્વ કરવો એ ફોકટછે.

માણસ ! તું "મારૂં તારૂં," અને લુચ્ચાઇ ઠગાઇ શા સારૂ કરેછે? સર્વ મિથ્યાછે. તારો આત્મા આ શરીરને, આ દોલતને, આ ઘરબારને, આ સગાં વહાલાંને તથા આ ભાઈ બેહેનને મૂકી અણચિંતવ્યો ચાલ્યો જશે. માટે તું તારા રૂપનો, દ્રવ્યનો, સત્તાનો, કુટુંબનો, બળનો, તનદુરસ્તીનો ને સ્નેહીઓનો ગર્વ ન કર સર્વદા નમ્રતા રાખી સૌની સાથે સલાહ સંપથી ચાલ.

નમ્રતાવાળાં માણસનું બોલવું સત્યતાને પ્રકાશ આપે છે. અને તે બધાનો વ્હાલો મિત્ર થઇ પડે છે. જે પ્રમાણે હરેક વસ્તુ પડદામાં રાખ્યાથી વધારે શોભાયમાન દીસે છે, તે પ્રમાણે જેના સદ્ગુણ ઉપર નમ્રતાની છાયા પડે છે તેના સદ્ગુણ વધારે શોભા આપેછે. અભિમાની માણસ ઊંચો

ને ભભકાદાર પોશાક પેહેરે છે; મોટા રસ્તામાં લટકાં કરતો ચાલેછે, પોતાની, નજર ચારે તરફ ઊંચી ને ઊંચી રાખે છે, અને પોતાનું માથું મીજાસ ભરેલા ડોળમાં રાખેછે. તે ગરીબ અને લાચાર માણસો તરફ નજર કરતો નથી, કારણ કે તેઓને તે ધિક્કારેછે. તેની આવી મગરૂરી અને મૂર્ખાઈ જોઈને ડાહ્યા પુરૂષોને હસવું આવેછે. અભિમાની માણસ પોતાની સ્તુતિ સાંભળવાને ખુશામતખોરોને તથા હાજી હા કરનારાઓને પોતાની પાસે રાખેછે, પણ તેઓ તેનું સર્વ ઓકાવીને તેને ભીખ માંગતો કરેછે.

હવે ઉપરની પાંચ બાબતોના ઉપસંહાર તરીકે સદ્‌ગુણ દુર્ગુણનું થોડું વિવેચન કરી લઇએ. સદ્‌ગુણ અને દુર્ગુણ સર્વ પ્રકારે એક બીજાથી વિરૂદ્ધ છે. દુર્ગુણની શરૂઆત મોહ પમાડે એવી હોયછે, અને જો આપણે તેમાં મોહ પામ્યા તો આપણું સુખ ખુંદા દાતરડાં જેવું થઇ જશે અને આપણી ઈચ્છા ભ્રષ્ટ થઇ પડશે. બીજી તરફ જોઇશું તો સદ્‌ગુણની શરૂઆત ઘણી મેહેનત ભરેલી છે; પણ તે ચાલુ રાખ્યાથી મેહેનત ઓછી થાયછે, અને ખુશી વધતી જાયછે. સદ્‌ગુણનો જેમ વધારો થતો જાયછે, તેમ સંસારમાં આપણને ઘણું સેહેલું માલમ પડેછે. અને તેનાં ફળ પુરતી રીતે મળે છે. સંસાર રૂપી વિશાળ સાગરમાં આપણી આશાનો છેડો માલમ પડેછે. પણ દુર્ગુણની આશા વધતી જાય છે અને તે છેડા વગરની માલમ પડેછે. સદ્‌ગુણી માણસ પોતાનો ખરો રસ્તો પકડી રાખેછે. જેના હાથ ચોખાછે, તે વધારે ને વધારે વૃદ્ધિ પામતો જાય છે. વાજબી રીતે ચાલનારાનો રસ્તો

ચળકતી રોશનીની પેઠે છે. જે ખરે મધ્યાને વધારે ને વધારે પ્રકાશે છે.

પવિત્ર ઇશ્વરી નિયમને તોડવો એ પાપછે. દરેક આડો વિચાર એ નિયમનું ખંડનછે; તથા દરેક અપવિત્ર ઈચ્છા તે પાપછે. દરેક ભૂંડો બોલ જે માણસ બોલે છે. તેનો તેને ન્યાયને દિવસે જવાબ દેવો પડશે. જે દિવસે સર્વના અંતઃકરણ જાણનારો ઇશ્વર આપણા દિલના સર્વ ભેદોનો ન્યાય કરશે તે દહાડો ભય ભરેલો લાગશે. માટે માણસને લાયકછે કે જલદીથી પોતાના પાપનો પશ્ચાતાપ કરે. અને ફરીથી પાપાચરણ ન કરવાની પ્રતિજ્ઞા લે. પાપનો પશ્ચાતાપ કરી સન્માર્ગે ચાલવાની પ્રતિજ્ઞા કરવામાં ઢીલ ન કરવી જોઇએ. કારણ કે આપણે આપણા મોતનો દહાડો જાણતા નથી. આપણો વખત ઇશ્વરના હાથમાં છે. કદાપિ આપણો મરવાનો દિવસ આજનો પણ નિર્માણ થયો હોય. કાલ સુધી જીવશું એમ ખાત્રીથી કહેવાતું નથી. માટે આપણે આપણું કર્ત્તવ્ય સઘ પૂરૂં કરી નાંખવું જોઇએ, ને જો તેમ નહીં કરીએ તો ઇશ્વર કહેશે કે" મેં તમને બોલાવ્યા પણ તમે આવ્યા નહીં, મેં મારો હાથ લાંબો કર્યો, પણ તમે તેની દરકાર કરી નહીં. તમોએ મારી બધી આજ્ઞા તોડી અને મારા ક્રોધની મુદ્દલ દરકાર કરી નહીં."

મરી ગયા પછી આપણ સર્વેને ઇશ્વરની પવિત્ર અદાલતમાં ઉભા રહી આપણા સારાં નરસાં કામનો જવાબ દેવો પડશે; માટે ચાલો આપણે આપણા મનને વારે ઘડીએ એ દહાડાની યાદ દેવરાવીએ; અને દર ઘડીએ પરમા-

ત્માની પ્રાર્થના કરી દુરાચરણુ અને બદફેલીથી પરહેજ અને દૂર રહેવાની તજવીજ કરીએ. કારણુ એક દિવસ એવો આવશે કે આંખના પલકારામાં આ દુનિઆમાંથી મોત ઘસડી લઇ જઇને પરમાત્માની દરબારમાં આપણુને ઉભા રાખશે.

સંસારનો રસ્તો ઘણો ભય ભરેલો છે, હજારો માણુસો એ રસ્તાઉપર ચાલતાં લોભ લાલચની જાળમાં લપટાઇ મુઆંછે. વાસ્તે સુજ્ઞ માણુસોને લાજમ છે કે તેમણે જોઈ વિચારીને ચાલવું.

નીતિ ને સદ્ગુણુ એજ ખરો ધર્મ છે. નીતિ ને સદ્ગુણુ એજ ખરો માર્ગ છે. ને ખરૂ સુખ પણુ એ વડેજ ભોગવાય છે, ને પાપાચરણુ કરવાથી પીડા ભોગવવી પડેછે. પાપીનું અંતઃકરણુવારે ઘડીએ અને જ્યારે ત્યારે તેનાં માઠાં કરતૂકો યાદ આપે છે, અને તેના અંતઃકરણુમાં ભારે પીડ ઉત્પન્ન કરે છે. અંતઃકરણુની શિક્ષા બરછીના માર કરતાં તથા કેદની સજા કરતાં વધારે દુઃખદાયક છે. માણુસનું અંતઃકરણુ તેના અપરાધની સજા કરવાને પૂર્ણ શક્તિમાનછે. તે તેનો હસતો ચહેરો પળવારમાં ફીકો કરી નાંખે છે; તેની ચળકતી આંખ ઝટ દઇને ઝાંખી કરી નાંખે છે; તેનો મોટો સાદ સહેજ વારમાં નરમ પાડી નાંખે છે. અને તેના સઘળા હોશ થોડી વારમાં ઉડાડી મેલે છે. એ સઘળાં ચિન્હ તેના અંતઃકરણુની શિક્ષા છે.

" નિરંતરના સુખ વિષેનો અગાઉથી વિચાર કરવો જોઈએ. એ સુખની બાળપણુમાંથી શોધ કરવી જોઈએ. ઇશ્વર કહેછે કે " રે! કાળાં માથાના માનવી, મુક્તિધામ પ્ર-

થમ તું શોધ, અને પછી દુનિઆની લાલચને વળગ." ખરે ખર એમજ કરવું જોઈએ. આવું અગત્યનું અને મહાભારત કામ કોણ જાણે વળી કયા મુરત ચોઘડીઆ સારૂ અટકાવી રાખું? મારી અને દરેક માણસની એજ ઇચ્છા હોવી જોઈએ. કે પહેલાં મુક્તિ-ધામની-નિરંતર સુખની શોધ કરવી, અને પછી બીજી વસ્તુપર ધ્યાન પહોંચાડવું. જ્યારે પાકી ઉમરે પહોંચી મરવાની તૈયારી થશે, ત્યારે આ નવી અને મહાભારત વસ્તુ વિષે વિચાર કરવો વ્યર્થ છે.

આ પ્રમાણે આપણા ખરા લાભને માટે ઢીલ કરવી, એ ગરદન કાપીને પાછી સજીવન કરવાની તજવીજ કર્યા બરાબર છે. ખરેખર જ્યારે આ દુનિઆનાં સુખની જરા પણ આશા રહેતી નથી, ત્યારે લાચાર થઈ બીજી દુનિઆનું સુખ શોધવા વિચાર કરીએ એ સદ્‌ગુણ ને નીતિનું કામ નહીં. એ કીધાથી આપણે ઇશ્વર પાસે જતા નથી, પણ એથી ઉલટું આપણે વધારે ને વધારે વેગળા થતા જઇએ છીએ. માટે મુક્તિ-ધામ મેળવવું હોય-નિરંતરનું સુખ પ્રાપ્ત કરવું હોય, તો મને તથા સર્વને ઘટે છે કે પહેલાંથીજ એ શોધનો વિચાર કરવો, ને તે પછવાડે મંડવું.

આપણો જીવ તદન આપણા ઇશ્વરમાં લગાડવો જોઇએ; એટલુંજ નહીં પણ આપણી બધી ભક્તિ, આપણી બધી શક્તિ, દુનિઆનો સઘળો હલકો ને નીચો લાભ પડતો મૂકી આ ઘણાજ મહાભારત ફાયદા માટે લગાડવી, અને આપણી આશાની મતલબને પહોંચવાને જે જે કામ ઈશ્વરે

આ દુનિઆમાં કરવાને સોંપેલાં છે તે તે ઉપર જરૂર જેટલુંજ લક્ષ આપવું.

જો! માણસો પોતાની તરેહ તરેહની મતલબો પૂરી પાડવા કેવી કેવી યુક્તિઓ કરે છે? અને કેટલી કેટલી રંજ ખેંચે છે? જો, એક લોભી માણસ એક સરખી મહેનતથી દુનિઆમાં ફતેહ પામવાનો કેવો ઉદ્યોગ કરે છે? કેવો તે પહોર રાતનો ઉઠે છે! કેવો તે રાતના બાર બાર વાગતા સુધી પોતાનું શરીર ખેંચે છે! એ બધું શું કરવા? આ દુનિઆમાં ખજાનો અને જર ભેગું કરવા.

માણસો આ પ્રમાણે આ દુનિઆમાં પોતાનું સુખ શોધવા આવી રંજ ખેંચે છે. ત્યારે વગર રંજ ખેંચવે સ્વર્ગની વસ્તુઓ પોતાની મેળે કદિ તેને મળી શકશે ? ના. કદિ નહીં. માણસ, મારા ભાઈબંધ, કદિ એવી આશા રાખીશ નહીં. ચાલો ત્યારે હું પણ તૈયાર થાઊં, ને તમે પણ તૈયાર થાઓ. ચાલો આપણે સઘળી ઢીલને સુસ્તી મૂકી દઇએ, તેમજ આ દુનિઆનાં સુખનો લાંબો વિચાર પણ છોડી દઈએ. ભાઈઓ તાકીદ કરો. મુક્તિ–ધામની શોધ પછવાડે આપણે વળગી રહીએ. આ દુનિઆની સઘળી વસ્તુઓને તે ખરી વસ્તુ મેળવવા સારૂ આપણાં મુખ્ય હથીઆરો કરીએ. એક વખત એ પ્રમાણે કીધું, એક વખત આપણા મનનો નિશ્ચય કીધો તો પછી કાંઇ મુસ્કેલ લાગશે નહીં. વાસ્તે હું તૈયાર થાઊંછું, અને તમે પણ થાઓ. કેમકે આપણું ખરૂં ડાહપણ મુક્તિ–ધામ અને નિરંતરનું સુખ મેળવવામાંછે.

માણસને જેવી નીતિની જરૂરછે, તેવીજ ઇશ્વર ભ-

ક્તિનીછે. અને જેવી ઇશ્વર ભક્તિની જરૂર છે તેવીજ નીતિ-ની છે. આ બંને વસ્તુ વગર માણસનો ઉદ્ધાર થતો નથી. એ બંને વસ્તુઓ ઉપર માણસે ઘણું ધ્યાન આપવું જોઇએછીએ. એ બંને વસ્તુઓને ઇશ્વરે સાથે જોડી દીધી છે. જે માણસ એ બંને વસ્તુને સાથે રાખી આ દુનિઆ-માં ચાલેછે તે માણસ ખરેખર પોતાના પેદા કર-નારનો વ્હાલો ભક્ત થાયછે. હું તમને દેખાડવા માગુંછું કે ઇશ્વર ભક્તિ વિના ધર્મદાન કરવું, તથા નીતિથી ચાલવું, અને નીતિ તથા સદ્‌ગુણ વિના ઈશ્વર ભક્તિ કરવી, એ ઘણુંજ ખોટું ને ઉપયોગ વિનાનુંછે. કારણ એથી માણસને ઘણો લા-ભ થતો નથી, તથા સ્વર્ગનું સુખ મળતું નથી. ત્યાર પછી હું તમને દેખાડવા ઈચ્છુંછુ કે બંનેની ઉપર એક સરખું લક્ષ આપ્યાથી કેવાં સારાં પરિણામ નિપજેછે.

ઇશ્વર ભક્તિવિના નીતિ કેવી થોડી લાભકારક છે તેનો આપણે પ્રથમ વિચાર કરીએ. આ પૃથ્વીપર એવા ઘણા પુરૂષો જોવામાં આવેછે કે જેઓ ધર્મદાન કરેછે, જેઓ નીતિ ને સદ્‌ગુણથી ચાલવાની તજવીજ કરે છે, જેઓ સદાચરણને એક અમૂલ્ય ગુણ કરી લેખેછે, તથા જેઓ એ ગુણને હાંસલ કરવાને મેહેનત લે છે, પણ તેની સાથે ઈશ્વર ભક્તિની જરૂર છે, એવું તેઓ સમજતા નથી.

તેઓ આ પૃથ્વીપર રહેનાર મનુષ્ય છે, અને પ્રમા-ણિકમાં ખપવાનો વિચાર રાખે છે. તેઓ પોતાના પ્રમાણિક-પણા ઉપર, સ્વદેશ પ્રીતિ ઉપર, ધર્મદાન ઉપર અને સત્યતા ઉપર ઘણો ગર્વ અને ઘણો આધાર રાખેછે, પણ ઇશ્વર ભ-

ક્તિને અને ઇશ્વર પ્રીતિને તેઓ વગર મૂલની અને વગર પાયાની વિચારે છે. તેઓ એવું સમજે છે કે ઈશ્વર ભક્તિની જરૂર વેહેમી ને નિર્બળ પુરૂષોને છે, અને અમારા જેવા સમજુ ને અકલમંદ પુરૂષને નથી. આવી ઊંધી સમજના પુરૂષોએ જાણવું ઘટે છે કે ઈશ્વર ભક્તિ વગર તેઓનું અંતઃકરણ જડ અથવા નહીં સરખું છે.

જે જગતકર્ત્તા અને સર્વજ્ઞ પુરૂષથી આખી સૃષ્ટિ ચાલે છે, તેની શક્તિ તરફ જ્યારે તે નજર કરે છે, ત્યારે તેની મોટાઇને માન આપવાને તેનામાં સ્વાભાવિક ઇચ્છા ઉત્પન્ન થાય છે. તે સર્વ મનુષ્યનાં અંતઃકરણનો અસલી ઝરો છે. એ ઝરાને અજ્ઞાનપણું આડે રસ્તે લઈ જાય છે, પરંતુ તેનું મૂળ સ્વાભાવિક અને અવસ્યનું છે.

વાંચનાર, તું તારી નજર આખી પૃથ્વી ઉપર કર. પૂર્વથી પશ્ચિમ સુધીના સર્વ મનુષ્યને તું જો. તેઓમાંના ઘણા ખરાને તું રાજકારભાર વગરના, દેશના નિયમ વગરના, વિદ્યા હુન્નર વગરના જોઇશ, પણ તેઓમાં ઈશ્વરભક્તિ કરવાની કંઇ પણ રીતિ હશે. દરેક જગ્યામાં અને દરેક ગામડામાં ઈશ્વરના ભક્તને દેવળમાં અથવા દેરામાં અથવા હરેક રીતે પ્રાર્થના કરતાં તું જોઇશ.

જે જે ઠેકાણે માણસો વસેલાં છે, તે સઘળે ઠેકાણે તેઓએ આખી સૃષ્ટિ ચલાવનારની પ્રાર્થના કરવા માટે થોડી અથવા ઘણી જરૂર જાણીછે. તેટલા માટે જ્યારે સર્વથી જંગલી અને સર્વથી અજ્ઞાન સ્થિતિમાં પણ ઇશ્વરભક્તિની જરૂર માલમ પડી છે ત્યારે સુધરેલી સ્થિતિમાં કેટલી જરૂર માલમ

પડવી જોઇએ તેનો વિચાર, વાંચનાર તું પોતેજ કર.

ઈશ્વર ભકિતની દરકાર રાખ્યા વગર તું શું એવો ગર્વ કરવા ઈચ્છે છે કે "હું અક્કલવાળો ને સદ્‌ગુણી પ્રાણી છું?" જે સ્વાભાવિક ઈચ્છા ઈશ્વર ભકિત કરવા માટે સર્વ જાતના લોકોમાં ઉત્પન્ન થાય છે, તે ઉપર જ્યારે તું લક્ષ આપતો નથી, ત્યારે કયાં ગઈ તારી અક્કલ, કયાં ગઇ તારી બુદ્ધી, કયાં ગઇ તારી સમજ અને કયાં ગઈ તારી નીતિ? તું પોતાને ડાહ્યો, સમજુ ને સદ્‌ગુણી સમજે છે, અને તારા સૌથી મોટા રાજાનું અને તારૂં સર્વથી રૂડું ઈચ્છનારનું કરજ વાળવાની તારામાં સમજ નથી? ગમે તેવા જંગલી અને અજ્ઞાન પુરૂપને સાદી અક્કલથી ઈશ્વર ભકિત કરવાની જરૂર માલમ પડે છે, અને સુધરેલી સ્થિતિમાં ઈશ્વરનો આભાર માનવાને તથા તેની સ્તુતિ કરવાને જરૂર માલમ ન પડે, એ કેટલું દુઃખદાયક તથા ઇશ્વરને અપમાન પહોંચે તેવું છે.

જો હરએક પુરૂષ પોતાનાં સર્વ સદાચરણ છતાં ઇશ્વર ભકિત ન કરે, તો એટલુંજ માલમ પડે છે કે તેનામાં સ્વાભાવિક ઈચ્છા મુદ્દલ ઉત્પન્ન થતી નથી, અથવા તો તે ઇચ્છાને જોર જુલમથી દબાવી રાખવાની યુકિત કરે છે. જે અંતઃકરણ પોતાનું સર્વથી પહેલું અને સર્વથી જરૂરનું કામ કરવાને સુસ્ત અને અજાણ્યું રહે. તે અંતઃકરણમાં ખચિત કંઈ પણ દુર્ગંધ કે સડેલી વસ્તુ પડી હશે.

હું ફરીથી કહુંછું કે ઈશ્વર ભકિતની દરકાર ન કીધી, અથવા તેની ઉપર ધ્યાન ન આપ્યું તો પૃથ્વી ઉપર માણસો

નીતિ તથા સદાચરણથી બરાબર ચાલી શકનાર નથી. ઇશ્વર ભકિત વિના જે પાયા ઉપર આપણે ચાલશું, તે પાયો હમેશાં ઢીલો અને જોર વગરનો રહેશે, તેનું કારણ ઉઘાડું છે. અનીતિ અને દુરાચરણ તરફ આપણાં નબળાં મનનું વળણ એટલું તો છે, તથા આ પૃથ્વી ઉપર લોભ લાલચના ફાંદામાં નાંખે એવી વસ્તુ એટલી બધી છે, કે તેનો અટકાવ કરવાને વાસ્તે નિરંતર ઈશ્વર ભકિતની જરૂર છે. ખરા ખોટાનું જ્ઞાન, પ્રમાણિકપણાનો પાયો અને પરોપકારની બુદ્ધિ આપણા કામ ક્રોધરૂપી વિકારને અટકાવવાને કેવળ અશકત છે. ખરી વાત છે કે કેટલીએક મુદત સુધી આપણી હયાતીમાં નીતિનાં મૂળતત્વો નિર્ભયપણે ચાલી શકે છે. પણ એકાદ એવો પ્રસંગ આવવા દો, ને દુઃખ અને દરદથી તમારૂં અંતઃકરણ પીલાવા દો એટલે તરતજ તમને માલમ પડશે કે ઈશ્વર ભકિત વગર અને ઈશ્વર સાહ્યતા વગર કાંઇ પણ ચાલી શકવાનું નથી.

ઇશ્વર ભકિત અને ઇશ્વર સાહ્યતા નહીં હશે, તો દુઃખના જોર ભરેલા મોજાંમાં આપણે ધસડાઇ જઇશું. સારાંશ ઇશ્વર ભકિત કાહાડી નાંખો એટલે તમારી નીતિ અને સદાચરણના સઘળા થાંભલા જે મજબૂત ઉભા રહેલા દીસેછે તે વગર આધારના, ને વગર ટેકાના થઈ પડશે. નીતિ અને સદાચરણ વિના ઇશ્વર ભકિત કેવી વ્યર્થ છે, તેનો વિચાર હવે આપણે કરીએ. આ પૃથ્વી ઉપર એવા ઘણા પુરૂષો જોવામાં આવે છે, કે જેઓ પોતાના ભાઇબંધોને વગર ઉપયોગના થઈ અથવા તેઓને દુઃખ દઇ એવું સમજે છે

કે તેઓ નિત્ય ઇશ્વરની પુજા અને ભક્તિ કરે છે, તેથી તેઓના અપરાધ ક્ષમા થશે; પણ એવા પુરૂષોએ ખાતરીથી જાણવું કે જો તેઓનું અંતઃકરણ સ્વચ્છ અને નિર્મળ નહીં હશે, જો તેઓ પોતાના બંધુઓને સાહ્ય થવાને બદલે તેઓને દુઃખ દેતા હશે, તો તેઓની ઇશ્વર ભક્તિ નકામી અને વ્યર્થ છે.

તેઓ ઇશ્વર ભક્ત છે, માટે તેઓના ગમે તેવા અપરાધ ઇશ્વર ક્ષમા કરશે, એ તેઓનો વિચાર કેવળ કલ્પિત, ભૂલ ભરેલો, અને અક્કલથી તથા ધર્મ સંબંધી સમજથી ઉલટો છે. જેવી પ્રીતિ ઈશ્વર ભક્તિ ઉપર રાખીએ તેવી પ્રીતિ સદ્ગુણ ઉપર પણ રાખવી જોઇએ; જેવો પ્રેમ ઇશ્વર ઉપર હોય તેવો પ્રેમ મનુષ્ય જાતી ઉપર રાખવો જોઇએ. જે પુરૂષ ઇશ્વર ભક્તિ ઉપર પ્રેમ રાખે છે, અને સદાચરણ ઉપર રાખતો નથી, તેણે ખાતરીથી જાણવું કે તેની ભક્તિમાં ઘણુંજ ખરાબ તત્વો પ્રવેશ થયાં છે. જે પુરૂષ નીતિ અને સદ્ગુણ ઉપરથી પોતાનો ભાવ કાહાડી નાખે છે, જે પુરૂષ ભજન અને ભક્તિ કરે છે પણ ધર્મદાન કરતો નથી, જે પુરૂષ સાંજસવાર માળા ફેરવે છે, પણ બીજી તરફ પોતાના ભાઈબંધોને ઠગવાની વેતરણ કરે છે, જે પુરૂષ સાંજસવાર દેવસ્થાનમાં જાય છે, પણ પોતાની સઘળી વર્તણુકમાં લુચ્ચો, દગલબાજ અને મક્કરબાજ રેહે છે, તે પુરૂષ જેને ઇશ્વર ભક્તિ કરી કહે છે, તે કાંઇજ નહીં, પણ માત્ર નામની અને લોકોને દેખાડવાની છે. જે અંતઃકરણમાંથી તે પોતાની પ્રાર્થનાનો સાદ કાહાડે

છે તે અંતઃકરણ મેલું ગંધાતું અને સડેલું છે.

એવા ઘણા પૂરૂષોને આપણે આ પૃથ્વી ઉપર જોઈએ છીએ કે જેઓ પોતાના વેપાર રોજગારમાં નીતિથી ચાલતા નથી, જેઓ દહાડામાં છપન વખત જૂઠું બોલે છે. અને અઢાર વખત ધર્મના સમ ખાય છે. જેઓ વિધવા અને વારસ વગરના છોકરાંઓની દોલત ઉપર વગર અડચણે ત્રાપ મારે છે, જેઓ પોતાના સઘળા કારભારમાં ઊંધાંચતાં અને ઉથલપાથલ કરે છે, તેઓ ઘણીવેળા એવું વિચારે છે કે હાથમાં માળા લઇ બે ઘડી ઇશ્વર ભજન કરવાથી, તથા નિત્ય દેવસ્થાનમાં જવાથી, તથા ઘડપણમાં એકાદ મોટી જાત્રા અથવા તીર્થ કરવાથી તેઓનાં સઘળાં પાપ ધોવાઇ જશે, તેઓના અપરાધ ક્ષમા થશે, અને તેઓને સ્વર્ગનો વાસો મળશે. પણ વાંચનાર! આ વિચાર કેવો ઘેલો અને દુષ્ટ છે, તે તું જાણતો હોઇશ. સૌથી સાદા વિચારથી ખુલ્લું દીસે છે કે સદાચરણ અને નીતિ વિના માત્ર ભજનથી, દેવદર્શનથી, અને તીર્થ યાત્રાથી ઈશ્વર રાજી થનાર નથી. ઇશ્વરને માણસનો આવો લુલો અને નજીવો પ્રેમ, આવો લુલો અને નજીવો ભાવ, જોઇતો નથી.

રે! ગર્વિષ્ઠ, મૂર્ખ અને અપરાધી માનવી ! તું ઇશ્વરને નબળો અને કીર્તિનો ભૂખ્યો ન જાણ. તે તારા નામના ભાવથી અને નામની ભક્તિથી કદિ ખુશી થનાર નથી. તે તારી ભક્તિ અને પ્રીતિ વિના બેસી રહ્યો નથી. સૂર્યનું મોટું તેજ અને પ્રકાશ આ પૃથ્વી ઉપર પડે છે, અને તું એક મસાલ સળગાવીને તે તેજમાં તથા તે પ્રકાશમાં શું

મોટો વધારો કરનાર હતો? કાંઇજ નહીં.

ભક્તિ અને પ્રાર્થના તું જે કરે છે. તે તારા પોતાનાજ માટે, પણ ઇશ્વરને માટે નહીં. રે માનવી! રે મારા ભાઇ બંધ! તું એવું કદી ના સમજતો કે તારી સ્તુતિથી ઈશ્વર વધારે કીર્તિમાન થશે; પણ એવું સમજ કે તે સ્તુતિથી તું જરા વધારે કીર્તિમાન થઈશ, તે સ્તુતિથી તું તારી વગર આધારની હાલત જોઈશ. તને ઇશ્વરે માણુસ જાતની વસ્તીમાં એટલાજ માટે પેદા કીધો છે, કે તું મનુષ્ય જાતના યોગ્ય ગુણુ હાંસલ કર.

પિતા લેખે અને પુત્ર લેખે, ભરતાર લેખે અને સ્ત્રી લેખે, ભાઇ લેખે અને બેહેન લેખે, મિત્ર લેખે અને શત્રુ લેખે, સ્વચ્છ અને પવિત્ર અંતઃકરણથી આ પૃથ્વી ઉપર ચાલ; તથા સર્વ શક્તિમાન ઇશ્વર જે પોતાનાં પેદા કરેલાં પ્રાણીઓની બરદાસ લે છે, અને જે પોતાનાં સર્વ કામમાં દયાવંત તથા ખુબી ભરેલો છે, તેના પરોપકાર ગુણુને થોડો ઘણો મળતો આવવાને તું મેહેનત કર.

પણ જો, તું તારાં હવસોને સંતોષ પમાડવા ધાનતદારી એક કોરે મૂકતો હોઈશ, જો તું તારા મક્કરબાજથી માણુસ જાતનાં સુખમાં ઘટાડો કરતો હોઇશ, જો તું વિધવા અને માબાપ વિનાનાં છોકરાંઓની દોલત હોઇયાં કરીને તેઓને રડાવતો અથવા બૂમો પડાવતો હોઈશ, તો તું શું એવી આશા રાખે છે, કે તારી ભક્તિ અને તારાં ભજનથી ઈશ્વર રાજી થશે? તે ઇશ્વરની આજ્ઞા તોડી તે છતાં પણ તું શું એવી આશા રાખે છે, કે તે મોટો ન્યાય કરનાર તારી પક્ષ

રાખશે? તેં માણસ જાતને ઠગ્યા તે છતાં પણ તું શું એવી આશા રાખે છે કે તારા સામું જગતનો પિતા પ્રીતિ ભરેલી નજરે જોશે?

રે માનવી! તારી ઇશ્વર ઉપર ખરી પ્રીતિ હોય તો તેવીજ ખરી પ્રીતિ તારા ભાઇબંધ ઉપર રાખ. માઠાં કર્તુક કરતો બંધ થા. સારાં કાર્ય કરવાને શીખ, ન્યાય પ્રમાણે ચાલ, જેઓની ઉપર જુલમ પડે છે તેઓને છૂટા કર. વિધવા અને વાલી વગરનાં છોકરાંઓને સાહ્ય થા; અને પછી તું ઇશ્વર ભક્તિ કર. તે તારી ભક્તિ સાંભળશે, તું દુઃખના દિવસમાં એનું સ્મરણ કર, તે તને મદદ કરશે. ઇશ્વર ભક્તિ અને નીતિ સાથે મળ્યાથી માણસની ખરી મોટાઈ અને ખરી યોગ્યતા માલમ પડે છે. એમાંથી એકને તજી (મૂકી) તો દુનિયાનો ધિક્કાર હાંસલ થાય છે. જે પુરૂષ ઇશ્વર ભક્તિ અને દેવદર્શન ઉપર જેવી પ્રીતિ રાખે છે તે પુરૂષ તેવીજ પ્રીતિ સદાચરણ ઉપર રાખે તો તે આ લોકમાં ને પરલોકમાં સુખી થયા વગર રહેજ નહીં. તે પુરૂષ એકદમ પ્રીતિ પાત્ર અને સ્તુતિપાત્ર થાય છે. કોઇ પણ દ્વેષી માણસ તેની નિંદા કરવાને બીહે છે. સર્વેથી ખરાબ માણસ પણ પોતાના દિલમાં તેને માન તથા આબરૂ આપ્યા વગર રેહેતો નથી.

એવા પુરૂષની જીંદગી ખરેખર સુખી અને સલાહ સંપ ભરેલી હોય છે. પણ જે પુરૂષમાં નીતિ ભાવ અને ઈશ્વરભાવ સમાન એટલે સરખો નથી, તે પુરૂષ વેહેલો કે મોડો સંસારની જાળમાં આવી ફસે છે. તેણે ઈશ્વરભાવનો અથવા નીતિભાવનો એકજ ગુણ સંપાદાન કીધો હશે તો

તેને કેટલીએક મુદત સુધી ખુશી ઉપજે છે, પણ દુઃખ અથવા દરદનું એકાદ વાદળું સઘળા જોરથી તેના ઉપર વરસે છે, ત્યારે તેની શુદ્ધબુદ્ધ ઠેકાણે આવે છે, ત્યારે તે સમજે છે કે એક ગુણ તેણે સંપાદાન કીધો નથી. તેની ખોટ બીજા ગુણથી પૂરી પડતી નથી. તે ભકિત કરે છે, તેવામાં તેને પોતાની દગલબાજી અને મક્કરબાજી યાદ આવે છે. અથવા ધર્મદાન કરે છે, અને સદ્‌ગુણથી ચાલવાની તજવીજ કરે છે, તેવામાં બીજાઓને ઈશ્વરભકિત કરતાં જોઈને પોતે ઘણોજ શરમાઈ જાય છે. તેનું અંતઃકરણ તેને કહે છે કે "તારૂં વજન ત્રાજવામાં થયું અને તું અધુરો માલમ પડયો." પણ જે પુરૂષ એ બંને વસ્તુ ઉપર એક સરખું લક્ષ આપે છે, જે પુરૂષ ઈશ્વર સંબંધી તથા મનુષ્ય સંબંધી પોતાની ફરજ એક સરખી રીતે બજાવે છે, તે પુરૂષને ગમે તેવા દુઃખના વખતમાં સંતોષ મળ્યા વગર રહેતો નથી. જે પુરૂષ માત્ર નીતિ ઉપરજ લક્ષ આપે છે, તે પુરૂષ ઇશ્વરભકિતનાં ખરા અને નિર્મળ સુખથી અજાણ્યો તથા બેનસીબ રેહેછે. પરોપકાર બુદ્ધિથી તથા દયાભાવથી સંતોષ મળેછે ખરો, પણ તે સંતોષ ઇશ્વર પ્રીતિના પ્રકાશ અને તેજ વિનાનોછે.

એક પુરૂષ પોતાનું અંતઃકરણ જગતના પિતા આગળ ઉઘાડે છે, તેથી તેને જે સંતોષ અને આનંદ પેદા થાય છે, તે સંતોષ અને આનંદ બીજાને મળતો નથી. વળી જે પુરૂષ પોતે ઈશ્વર ભકિત કરે છે, અને તેનીજ ઉપર ગર્વ તથા આધાર રાખી માણસ જાતનું કલ્યાણ કરતો નથી, તે ખરા સંતોષ અને ખરા આનંદથી બેનસીબ રહે છે, એટલુંજ

નહીં, પણ તેનાં કર્તુકને માટે રાત દહાડો તેને દુઃખ થયા કરેછે.

પણ જ્યારે મનુષ્ય ઉપર પ્રીતિ અને ઇશ્વરભકિત કોઈ પુરૂષમાં સાથે મળેલી હોય છે, ત્યારે સ્વચ્છ અને નિર્મળ અંતઃકરણની ખરી મઝા, ખરી ખુશી, અને ખરો સંતોષ, માલમ પડે છે. તેની પરોપકાર–બુદ્ધિ માણસ જાત સાથે તેનો સંબંધ કરાવેછે, અને ઈશ્વર ભક્તિ, ઈશ્વર સાથે પ્રીતિનીગાંઠ બંધાવેછે.

તે વગરધાસ્તીએ મૃત્યુ લોકમાં અને પરલોકમાં નજર કરી શકે છે. આખું જગત તેને કૃપાળુ માલમ પડેછે. સંસારમાં ઈશ્વરનો તે પ્રિય મિત્ર થઇ પડે છે, અને ભયંકર જગામાં તથા દુઃખના વખતમાં તે તેનો વહાલો ભકત ગણાય છે. ઇશ્વર સર્વ ઠેકાણે વ્યાપક છે, એવા જ્ઞાનથી આ જગતની દરેક વસ્તુ તેને ખુશી ઉપજાવે છે, દરેક ઠેકાણે તે પોતાના પવિત્ર ઈશ્વરનો ગુપ્ત સાદ સાંભળે છે. જ્યારે તે આકાશ તરફ નજર કરે છે, ત્યારે જે ઈશ્વરની તે સેવા અને સ્તુતિ કરે છે, તે ઇશ્વર ત્યાં રહે છે. એવા વિચારથી તેને આનંદ ઉપજે છે; જ્યારે તે પૃથ્વી ઉપર નજર કરે છે, ત્યારે તેણે જે રૂડાં કામ કીધાં છે, તે યાદ આવ્યાથી તેને જે સંતોષ પ્રાપ્ત થાય છે, તે સંતોષ તેને કેટલી બધી ખુશી ઉપજાવે છે! કોઇ પણ ગરીબ એમ નહીં બોલતો હશે, કે એણે મને સાહ્યતા નથી આપી, કોઇ પણ અનાથ અથવા લાચાર એમ નહીં કહેતો હશે કે એણે મારો તિરસ્કાર કીધો. એવા પુરૂષને હજારો ગરીબની અને હજારો અનાથની આશિષ મળે છે.

માટે પ્રિય વાંચનારાઓ! ચાલો આપણે ઇશ્વરભક્તિ

અને નીતિના ગુણ સંપાદન કરવાને તૈયાર થઈએ. ચાલો આપણે ઇશ્વરના વહાલા અને પ્રિય ભક્ત થવાની મેહેનત કરીએ, કારણ એથીજ આપણને આ લોકમાં અને પરલોકમાં ખરૂં સુખ અને ખરો આનંદ મળશે *

ઇશ્વરે પોતે જે સૃષ્ટિ રચી છે, તેમાં માણસને તેણે પોતાનો ભાઇબંધ ગણ્યો છે, અને તેને વાસ્તે મહત સુખો અને મોટી આબરૂ નિર્માણ કરેલી છે; તે મેળવવાનો જો યોગ્ય લોભ કરે તો તે વાજબી ને ઉત્તમ રસ્તે સંપાદન કરી શકે. યોગ્ય રસ્તે ચાલી મનુષ્ય જો ઇશ્વરનું ભજન કરે તો તેને ફરેસ્તા પણ નમે! ભક્તિયુક્ત નીતિનું અપાર બળ છે, મુસલમાનોના ધર્મ શાસ્ત્રમાં લખે છે કે "જે વખતે બાવા આદમને પરમેશ્વરે પેદા કર્યા તે વખતે પોતે પોતાની પાસેના પાંચ મુખ્ય ફરેસ્તાને બાવા આદમને સેજદો કરવા કહ્યું, ચાર ફરેસ્તાઓએ તે કબૂલ કર્યું પણ પાંચમો જેનું નામ અજાજીલ હતું તેણે તે ના કબૂલ કર્યું તેથી તેને શ્રાપ થયો કે તું" સેતાન થા" " નીતિવાનમાણસોનો આવો અપ્રતિમ મહિમા આરંભથીજ ઈશ્વરે રાખેલો છે, એ વાતને ઉપરનું દૃષ્ટાંત પુષ્ટિ કરે છે. આવિષયની સમાપ્તિ કરવા પેહેલાં એકાંતિક ભક્તિ કરવા ઇચ્છનારની અંતઃકરણ શુદ્ધિ માટે કેટલાક આજ્ઞાઓ આવશ્યક ધારી નીચે દર્શાવી છે.

---

* નીતિ વચનમાંથી સહજ ફેરફાર સાથે,

# પવિત્ર આજ્ઞાઓ.

૧. તારી સ્ત્રી સિવાયની બીજી તમામ સ્ત્રીઓને તું મા પ્રમાણે ગણ,

૨. કોઇ પણ પ્રાણીનો નાશ ન કર, તથા માંસ ભક્ષણ કરમાં.

૩. સર્વ સ્થળે પરમાત્મા ગુપ્ત થઈને રહેલા છે, માટે કોઇ પણ પ્રાણીને મન, કર્મ, વચને કરીને દુઃખ નહીં આપ.

૪. બધાં પ્રાણીઓને આત્મ વત્ જાણ. સાધુ, યોગી ને જ્ઞાની તે મનુષ્યાકારે પ્રભુ છે, માટે તેમને ઇશ્વર પ્રમાણેમાન આપ. બ્રહ્મજ્ઞાન કે જે નિર્મળ આનંદ આપે છે, તેનોજ કેફ કર બીજી જાતનો કેફ ન કર.

૫. ભૂખ તરસને ધીરજથી ખમ; સંસારી માણસો તને ઇજા કરે તેમને શ્રાપ નહીં આપતાં શાંતિથી વરત.

૬. તું બાળકના જેવો ભોળો થા; અને આવરણ કરનારી બાર શક્તિઓનો નાશ કરી પૂર્ણ શાંતિમાં રહે. તારે ગુરૂની પવિત્ર આજ્ઞા અને દૈવી પ્રતિજ્ઞા છોડી ગુરૂદ્રોહી ન થવું.

૭. અભિમાન ને બડાઇ છોડી દે.

૮. અંધકાર અને સુસ્તી ઉત્પન્ન કરનારી બાર શક્તિઓને જીતી યોગાભ્યાસમાં ફતેહ મેળવવા તારે સાદો ને હલકો ખોરાક થોડા પ્રમાણમાં ખાવો જોઇએ.

૯. ઉમદા પોશાક નહીં પેહેરતાં સાદો પોશાક પેહેર.

૧૦. સોનું ને જવાહીર એ ધૂળ ને કાંકરા છે, એમ જાણી તેની તૃષ્ણા તારા મનમાંથી કાઢી નાંખ.

૧૧. સંસારમાં રચી પચી રહેવા કરતાં તેમજ ભવ્ય-મકાનો-માં રહેવા કરતાં ગુફા અને જંગલમાં રહેવું એ તને સાનુકુળ થશે.

૧૨. અહો રાત્રની મોજમજામાં નહીં પડતાં તારે નમ્ર દયાળુ અને આનંદી રહેવું. માણુસ જાતની ઈશ્વર પ્રત્યે શી શી ફરજો છે, તથા તેની સાથે માણુસનો કેવો સંબંધ છે તે તારે તારા ઉદાહરણથી જગતને બતાવવું, અને ઈશ્વર-માં આજ્ઞાંકિતપણું અને વિશ્વાસ રાખી તેને માન આપવું.

.૧૩. તારી બુદ્ધિમાં જે ખોડખાંપણ હોય તે સુધારવા તારે લક્ષ આપવું; ને તેને-બુધ્ધિને હમેશા ન્યાયને માર્ગે રાખવાનો, તથા તેના ગુણ, સત્યતા, આકાર ને જુસ્સાઓ શોધી કાઢી તેની સઘળી ગુંચવણીઓ તજી દેવાનો પ્રયત્ન કરવો. તારી વાણી અને કૃત્યો પ્રતાપી ને બીજાને નુકશાન નહીં કરનારાં હોવાં જોઈએ.

૧૪. પાપ, ઉપરના મોહથી દૂર ભાગવાનો તારે પ્રયત્ન કરવો જોઇએ. પરમેશ્વરનો પૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ.

૧૫. તારે અહોરાત્ર વિચારનું અવલંબન કરી, દૃઢતા ને સાવધપણું રાખી, મનુષ્યભાઈઓની જોડે વ્યવહારમાં નીખાલસપણે વર્ત્તી, ને ધર્મના કામોમાં શ્રદ્ધાવાન થઇ અંતઃકરણમાં પાપનો પશ્ચાતાપ કરવો જોઇએ. ખુશામતનો ત્યાગ કરી, પવિત્ર આચરણ રાખી, વિચારને અનુભવયુકત કરવા જોઇએ. અને સત્યતાના માર્ગની વિરૂદ્ધ નહીં જવું જોઈએ.

૧૬. તારે એવું પવિત્ર થવું જોઈએ કે ઇશ્વરથી પણ

તને ઠપકો ન આપી શકાય. તારે ધ્યાન સિવાય બીજાં કામોમાં એટલે ઊંઘવામાં, વાતો કરવામાં, વાંચવામાં, લખવામાં ને ખાવા પીવામાં ઝાઝો વખત નહીં ગુમાવવો જોઈએ.

૧૭. સ્વાનુભવ, ઉત્સાહ, વિશ્વાસ અને અભ્યાસરૂપી ભાતમાં વેદાંતિક રાજ યોગ અથવા બ્રહ્મજ્ઞાનોપદેશરૂપી ઘી રેડી તે તારે ખાવો જોઇએ. કારણ કે બ્રહ્મજ્ઞાન અને યોગના મારા લાંબા અનુભવ અને અભ્યાસરૂપી માંખણમાંથી આ ઘી નીપજેલું છે. મેં આ માંખણ તત્વની પૂર્ણ સમાધીયુક્ત જ્ઞાનાભ્યાસરૂપી દહીંમાંથી મેળવેલું છે. અને મેં આ દહીં ગુરૂના અનુભવી ઉપદેશરૂપી દૂધમાંથી તથા વેદ, પડ્દર્શન. અઢાર પુરાણ. સમગ્ર ગીતાઓ અને ઉપનિષદોના અભ્યાસથી અને વિશેષે અંતઃકરણ શુદ્ધિથી મેળવેલું છે. જો તું ઉપર દર્શાવેલ ભાત તથા ઘી મીશ્ર કરીને નહીં ખાય તો જન્મ મૃત્યુરૂપી બંધનમાંથી છૂટવાનો નથી, ને આવી કિમતી જીંદગી નકામી ગુમાવી દીધી ગણાશે, ને જો જમીશ તો તારી તમામ ઇચ્છાઓ ફળીભૂત થઇ જશે.

પ્રેમ વગર ભક્તિ નીતિ દૃઢીભૂત થતાં નથી. ઉત્તમ પ્રેમથી માણસ મસ્ત થઇ જાય છે ને દેહાદિના સર્વે વિકારો નાશ પામે છે.



# નજીર પોતાની પ્રેમમય હાલત નીચે પ્રમાણે જણાવે છે.

મુજે યે દોસ્ત તેરા [૧]હીજર અબ એસા [૨]સતાતાહે,
કે દુસ્મનભી મેરે એહવાલ[૩] પર આંસુ બહાતાહે;
યે બેતાબી[૫] યે બેચેની યે બે ખુનાબી[૬] દીખાતાહે,
ન દીલ લગતાહે ઘરમેં ન શહર મુજકુ ભાતાહે;
અગર કુછ મોંસેં બોલુંતો મજા ઉલ્ફતકા[૭] જાતા હે,
ગર ચુપકાહું રહેતા તો કલેજા,[૮] મોંકું આ તાહે;
મેરા દરદીલીસ્ત અંદર દીલઅગર ગોયમ જબાંસોજદ,
વગર દમદર કસમ તરસમ કે મગ્જ ઈસતહવાં સોજદ.[૯]
કૂક[૧૦] કરૂંતો જગ હસે, ચૂપકો લાગે ઘાવ;
એસે કઠીન સીનેકા[૧૧] મેં કીસ બીધ કરૂં ઉપાવ ૧
નથા માલુમ ઉલ્ફતમેં કે ગમ[૧૨] ખાનાભી હોતાહે;
જીગરકી[૧૩] બેકલી ઓર દીલકા ગભરા નાભી હોતાહે;
સસ્કનાં[૧૪] આહ કરનાં અસ્કભર[૧૫] લાનાંભી હોતાહે.

---

૧ જૂદાઈ ૨ પીડા કરે છે. ૩ હકીકતપર, ૪ પાડે છે. ૫ વ્યગ્રસ્થિતિ ૬ નિદ્રારહિતપણું, ૭ મોહબતની, ૮ જો ચૂપ રહું છું તો ઉછળીને કલેજું મોમાં આવે છે. ૯ આ અને બીજી ફારસી ટુકોનો અર્થ સંક્ષેપ ભાવાર્થ તેની નીચેના દુહામાં આવી જાય છે ૧૦ રાડો પાડવી, ૧૧ છાતીનો. ૧૨ અફસોસ. ૧૩ અંતઃકરણની, ૧૪ નીસાસા નાંખવા, ૧૫ આંસુ પાડવાં.

તડપનાં. લોટનાં બેતાબ હો જાનાભી હોતાહે;
કીયે પર અપને ફીર આપકું દુઃખ પાનાંભી હોતાહે,
કફ અફસોસકું મલગલકે પછતા નાંભી હોતાહે;
અગર દાનસ્તમે અજરૂજે અજલે દાગ જૂદાઇરા,
નમી કરદમ બદલ ગોશન ચીરાગે આસ્નાઇરા;
જો મેં એસા જાનતી, કે પીત કીયે દુઃખ હોય;
નગર ઢંઢેરા ફેરતી, કે પીત ન કીજીઓ કોય ૨
શુભસેં શામ તક શહરમાં ફરતાં દીનકું મન મારે;
લગાકર શામસેં તા શુભે ગીનનાં રાતકે તારે;
લબુંપર[1] આહ દીલમેં રંજજપું[2] આતસકે અંગારે,
જીસેં દીલ ચાહતાહે ઉસ્કું કુચ પરવા નહીં બારે;
જબ ઉસ્કી યેહે મરજીતો ચૂપ બેઠે હે બિચારે,
મગર ઉસ્કે તસ્સૌ વરમેં[3] યે કહતે હે યે પ્યારે;
જાહાલે ચુમન કે ચુનમ બે રત્ખદારી ખબરી આને,
દીલેમન સોપ્તઆયા દરદેલ્ત બાશદ અશરીઆને;
આહ દઇ કેસી ભઇ, અન ચાહતકે સંગ,
દીપકકું ભાવે નહીં, જલ જલ મરે પતંગ. ૩
કભી હોકર ગરીબાન[4] ચાક શહરાકું નીકલ તાહું,
તોભી ગભરાકે ફીર ઘરકી તરફ નાચાર ચલતાહું;
લગી હે આગ દીલમેં શમયેસાન[5] જલકર અલખતાહું,
ધુંવા ઉઠતા હે આહુંકા બરંગે મોમ ગલતાહું;

---

૧ હોઠપર. ૨ પીડા. ૩ યાદગીરીમાં. ૪ પહેરણનો ગળા આગળનો ભાગ. ૫ દીવાની વાટ પેઠે.

બદનમેં દેખકર સોલા[1] ફડકલે[2] હાથ મલતાહું,
ભભૂકે[3] તનસેં ઉઠતેહે સતીકે તરેહેં જલતાહું; [4]
જતાબે આતસ દૂરી કયમે સોજદ દીલો જારા,
નમુદા નબ્જ મનપર આવલે દસ્તે તબીબારા;
બ્રેહે [5] આગ તનમેં લગી જરન લગી સબ ગાત; [6]
નારી છોત બૈદકે પડે ફ્કોલે હાથ[7] ૪.
ગજબહે એકતું સમજન દીલ ઓર જીભી ગભરાવે,
તીસ ઉપર હરઘડી ઉસ દીલદારકી શીકલ[8] યાદ આવે;
નહો દીલ કયું કે ટુકડે ઓર જાન કીસતોર ઉકતાવે,[9]
દરો[10] દીવારસેં કયું કરન કોઇ શીર ફૂટ કર આવે;
લગે જો આગ દીલમેં વો બુઝને કીસ તરાંહસેં પાવે,
મગર જીસેં લગાઇ હો વોહી આકર બુઝા જાવે;
ચ્યું દર દીલ આતસેં દૂરી ફતંદ ઓરીકે બન સાનદ,
મગર આંકસકે આતસ જદ હમુ આ બે ખર અફ્સાનદ;
હરદે અંદર દો[11] લગે, ધુંવા ન પરગટ હોય;
જાતન લાગે સો જાને, ઓર ન જાને કોય. ૫
કહાં તક ખાઈ ગમ અબતો ગમ ખાયા નહીં જાતા;
દીલ બેતાબકી બાતુંસેં બેહલાયા[12] નહીં જાતા;

---

૧ ભડકા. ૨ ધ્રુજતે. ૩ ભડકા. ૪ બળુંછું. ૫ વિરહ. ૬ શરીરના ભાગો. ૭ હાથની નાડી તપાસતાં વૈદને હાથે ફ્ફોલ્લો પડયો (હાથની બેહદ ગરમીથી.) તેથી ફરીથી નાડી તપાસવા વૈદ પણ હિંમત ધરતો નથી. ૮ ચેહેરો. ૯ નીકળી જાય. ૧૦ દરવાજાની ભીંત, ૧૧ અગ્ની ૧૨ વિસ્મરણ થવું.

કદમ[1] રખતાહું જીસ જાગ વહાંસેં સરકાયા[2] નહીં જાતા,
યે પથ્થર હાથસેં તીલ ભરભી ઉસ્કાયા[3] નહીં જાતા;
પડા હું દસ્તમેં[4] રસ્તા કહીં પાયા નહીં જાતા,
જો ચાહું ભાગ જાઊં તો ભાગભી જાયા નહીં જાતા;
મકાને યાર દૂર અજમન ન પરદાજમ ન પાયે દીલ,
અજમ દર મુશ્કલ અફતાદમ ચશાં તે સાજમ ઇમંજીલ;
ન મેરે પાંઉ ન પંખ બલ, મેં અપંગ પીયા દૂર;
ઉડ ન શકુ ગીર ગીર પડું, રહું બસૂર બસૂર. ૬
ઇધર દીલ મુજસેં કહતા હે કે ચલ યારકે ડેરે,
ઇધર તન મુજકું કહતાહે કે તું મુજકું દુઃખ દેરે;
જો કેહેનાં દીલકા કરતાહું તો વો રહેતે હે ઘરમેરે,
મગર તનકી સુનુંતો દુઃખ પડતે હે બહુ તેરે;
ન દીલ માને ન તન માને હરએક અપને તરફ ફેરે,
કરૂં કહા મેં નઝીર[5] જો એસી મુશ્કલ આ કર ઘેરે;
દીલમ દીલદાર મીજોયદ તનમ આરામ મીખાહદ,
અજાયબ કશ્મ કશ દારમકે જહાનમ મુફ્તમી કાહદ;
દીલ ચાહે દીલદારકું, ઓર તન ચાહત આરામ;
દુબ્ધામેં દોનું ગયે, ન માયા મીલી ન રામ. ૭
દાદુજી કહે છે કે

સાખીઓ.

"સાધ દુઃખી સંસારમેં, તુમવીણ રહ્યો ન જાય;
ઓરનકું આનંદહે, સુખસું રેણી વીહાય[6]" ૧

---

૧ પગલું. ૨ હઠાવ્યું. ૩ ઉપાડયો. ૪ ઉજડમાં ૫ કવિનું નામ. ૬ ગુજરે છે.

"પીયુ પોકારે વીરહણી, નિશદિન રહે ઉદાસ;
રામ રામ દાદુ કહે, એ તાલાવેલી[1] પ્યાસ." ૨

"પાસે બેઠા સબ સૂણે, હમકું જવાબ ન દેઈ;
દાદુ શીર તેરે ચડે, જીવ હમારા લેઈ." ૩

"પીયુ વીણુ પલપલ જુગ[2] ભયા, કઠણુ દિન કયું જાય;
દાદુ દુઃખીઆ રામવીણુ, કાલરૂપ સબ ખાય." ૪

"જ્યું અમલી[3] કે ચિત્ત અમલહે, શૂરનકે સંગ્રામ;
નિર્ધનકા ચિત ધન વિષે, યું દાદુકા રામ." ૫

"જ્યું ચાતકકા ચિત જલ વસે, જ્યું પાણી વીણુ મીન;
જેસેં ચંદ ચકોરહે, એસેં હરીસું કીન." ૬

"જ્યું કુંજરકા મન વન વસે, અનલ પંખી આકાશ;
યું દાદુકા મન રામશું. જ્યું બેરાગી બનવાસ." ૭

"હમ દુઃખીઆ દીદારકા, તું દીલથી દૂર ન હોય;
ભાવે હમસું જાલીદે, હોણાં હોઇ સો હોય." ૮

"જબલગ શીશ ન સોંપીએ, તબ લગ ઇશ્ક ન હોય;
આશક મરને ના ડરે, પીઆ પ્યાલા સોય." ૯

"જાકે જેસી પીડ હે, સો તેસી કરહીં પોકાર;
કો સુક્ષ્મ કો સહજમેં, કોઇ મૃત્યુ તીહીં વાર." ૧૦

"પ્રીતીજુ મેરે પીવકી, બેઠી પીંજર માંહી;
રોમ રોમ પીયુ પીયુ કરે, દાદુ દુસર નાંહી." ૧૧

કબીરજી કહે છે કે—

"રામ સ્નેહી વીકળ તન, તાહીન ચીન્હે કોય;
તંબોલી કે પાન જ્યું. દિન દિન પીરા હોય." ૧

---

૧ સખ્ત. ૨ યુગ. ૩ અફીણી અથવા હુકમવાળો.

"સુખીઆ સબ સંસારહે, ખાવે અરૂ સોવે;
દુઃખીઆ દાસ કબીરહે, જાગે અરૂ રોવે." ૨
"જાણુ ભક્તકા નીત મરણુ, અન જાણેકું રાજ;
સર અપસર સમજે નહીં, પેટ ભરનસું કાજ. ૩
"કબીર હરીકા ભાવતા, દૂરેંથેં દીસંત;
તન ખીણા મન ઉનમુની, જગ રૂઠડા ફીરંત." ૪

સાચા પ્રેમ વગર આ લોક પરલોકનું કોઈ કામ સિદ્ધ થતું નથી. પ્રેમ શીખવ્યો આવતો નથી, તેમ વેચાતો પણ મળતો નથી. પુનિત પ્રેમવગર સર્વ મિથ્યા છે. પવિત્ર પ્રેમ ઇશ્વર કૃપાથીજ મનુષ્યને મળે છે. નરભેરામ કહે છે કે—

"નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં;
નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી નીપજતો પ્રેમ, ગાંધી દોશીને હાટે;
નથી નીપજતો પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ નીહાળતાં, ગુજરી ગામો ગામની;
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રી રામની." ૧

ઈશ્વર ભક્તિ ને નીતિથી માણસ જ્ઞાન મેળવવાને લાયક થાય છે પોતે પોતાનો વિચાર કરવો એ જ્ઞાન અથવા તત્વનો સૂક્ષ્મ વિચાર છે. એ બાબત આખા જગતના વિદ્વાનોના મત પાસે પાસે આવી જાય છે, તેનાં થોડાંક ઉદાહરણ નીચે લખ્યાં છે.

"Know then thy self; presume not God to scan;
The proper study of mankind is man."

Pope.

(ઓળખ તું પોતાને, બારીકીથી વિચાર મ કર ઇશ્વરપર;
ખાસ અભ્યાસ મનુષ્યનો, મનુષ્ય છેજ એ મક્કી તું દીલધર.૧
"જા નર જોગ જુગતિ કરી જાને, ખોજે આપ શરીરા;
તીનકું મુગતિકા સંસા નાંહી, કહત જુલાહા કબીરા;"
કબીર.

"શરીર શોધ્યા વિના સાર નહીં સાંપડે, પંડિતા પાર નહીં પામ પોથે."           નરસિંહ મેહેતો.

"આ હું કોણ ને જઇશ ક્યાં, કરૂં તેનો નિરધારજી"
નિષ્કુળાનંદ.

"તજા તારૂં આપ તપાસ, ક્યાંથી આવ્યો ક્યાં તું જાઇશ"
પ્રીતમ-

"આતમ અનુભવ બીન અખા, કોટી ચાતુરી કીન,
માગણ ભયો લખેશરી, તોય દીનકો દીન"
અખો.

"મૂળ વિચારોને આપણું રે, આપણુ કોણ ઘર કેરી નાર"
કુસુંબા આર્થી.

"હે દિલમેં દિલદાર સહી, અંખોઆં ઉલટી કરી તાંહી ચીતેયે."
સુંદરદાસ.

"ઊંડું વિચારી માંહી જુઓ તો, માલ ન સામે માપમાં;
સ્નેહની સાંકળીએ બાંધ્યો અલેખ બોલે આપમાં."  ભાભો.

રંગભરી ખેલુ' પીવસું, તહાં કબહુ ન હોઈ બિજોગ;"
"આદિ પુરૂષ અંદર મીલ્યા, પૂર્વે તણે સંજોગ."      દાદુ.

"પોતાના આત્મામાં બ્રહ્મનું જે સ્વરૂપ છે, તેને ધ્યાનવડે કરીને સાક્ષાત્કાર કરવું."           મનુસ્મૃતિ.

"કકા કારણ જાણે કાંય. મરમ ઘણો છે આ ઘટ માંય;
અંતરમાં વિચારો આપ, આપે હોય અજંપા જાપ;
સાચું સમરણ સેજે હોય, કકા કારણ જાણે કોય." એકસાધુ.
"આશક કહા ઢુંઢે બન બનમેં, તેરે યાર ખડે નેનનમેં" એક કવિ.

" अहं साक्षीतियो विद्याद् विविच्यैवं पुनः पुनः ।
स एव मुक्तः सो विद्वानिति वेदान्त डिन्डिमः ॥१॥ "

तत्ववेत्ता.

(ફરી ફરી વિવેક વિચાર કરીને જે "હું સાક્ષી છું" એમ જાણે છે, તેજ મુક્ત છે, અને તેજ વિદ્વાન છે એવો વેદાંતનો ડંકો છે.)

"ચેએહમક ખુદ આં મજનુકે, આશક ગસ્ત બર લેલી;
ચું લેલી દસ્ત અજ રફતશ બે માનદ દસ્ત દર વેલી;
અજબ મન શમસ્તબ્રેજમ કે આશક ગસ્તે હમપર ખુદ;
કે ખુદરા ખુદ નજર કરદમ ન દીદમ્ જુજ ખુદા દરખુદ,"

શમસ્તબ્રેજ

(મજનુ ઘેલો હતો જે, આકાશ થયો લેલીનો,
લેલી તો ન હાથ આવી, ફોકટ દુઃખી થયો;
ગમ ગીની હાથ આવી, હાય હાય પોકારતાં,
જુદાઇથી ઝુરી ઝુરી, અંતે દેહ છોડીઓ;
અજબ શમસ્તબ્રેજ, આશક છું મુજપર,
લલીત લીલા નીહાળી, અધિક સ્નેહથી;
દર પળે ઇશ દેખું તેજોમય ને સાક્ષાત્,
ઘટ તણી અંદરમાં જે બીરાજમાન છે.")

"ગોલોક, વૈકુંઠ, શ્વેતદ્વિપ, બ્રહ્મપુર એ સર્વ જે ભ-

ગવાનનાં ધામ તેને બાહ્ય દૃષ્ટિએ કરીને જોઈએ તો ઘણાં છેટે છે. અને આત્મદૃષ્ટિએ કરીને જોઇએ તો એક અણુ માત્રનું છેટું નથી. માટે બાહ્ય દૃષ્ટિવાળાની સમજણ છે તે મિથ્યા છે, અને આત્મદૃષ્ટિવાળાની સમજણ છે તે સત્ય છે. અને જે સાધુ એમ સમજતો હોય જે મારા ચૈતન્યને વિષે ભગવાન સદાય બીરાજમાન છે, તે જેમ દેહમાં જીવ છે તેમ મારા જીવને વિષે ભગવાન રહ્યા છે, ને મારો જીવ છે તે તો શરીર છે. ને ભગવાન તો મારા જીવના શરીરી છે. અને પોતાના જીવાત્માને સ્થૂળ. સૂક્ષ્મને કારણ એ ત્રણ શરીર થકી પ્રથક્ માને, અને તેને વિષે અખંડ ભગવાન બીરાજમાન છે એમ સમજે તો તે સંતથકી ભગવાન અથવા ભગવાનનાં ધામ તે અણુમાત્ર છેટે નથી."

વચનામૃત. ૮૮.

"ચાર બેદકા ભેદ યહ, ગિતાકા યહ જીવ
ચરનદાસ લીખ આપમેં, તુજમેં તેરા પીવ." ચરનદાસ.

આ બધાં પ્રમાણવાકયોથી સાફ સમજાય છે કે માણસ જાતને આત્મજ્ઞાન અતિ ઉપયોગી છે; માટે આત્મજ્ઞાન સારૂ વિચાર કરવો એજ ફળ દાતા છે. જેમ સમુદ્રમાં મુસાફરી કરતાં આખા સમુદ્રનો પાર લેવા ધારવું એ અસંભવિત છે, પરંતુ માત્ર ઓળંબા (બુડદ)થી આપણા વહાણની આસપાસનો—વહાણ જે માર્ગે ચાલતું હોય તેનો પાર ઊંડાઇ આપણે જાણી શકીએ છીએ, કે ત્યાં કેટલું પાણી છે, હેઠે પાણા છે કે રેતી છે કે કાદવ છે તેમજ ખરાબો વગેરે છે કે શી રીતે? ઈત્યાદિ.

આ સૃષ્ટિના પદાર્થોના મુખ્ય બે વર્ગ થાય છે. જડ અને ચૈતન્ય. જડવર્ગનો વિચાર કરવા માંડીએ તો તેનાં મૂળતત્વોની સંખ્યાનો પણ પાર જણાતો નથી, તો તેનાં અપાર મિશ્રણો ને રૂપાંતરોનો પાર શી રીતે પામી શકાય? માટે આ બાબત જરૂર જોગો વિચાર કરવો એજ પૂર્ણછે. અને એમ કુદરતી રીતે થયાં જાય છે. બીજો વર્ગ ચૈતન્ય છે; તે જડ સાથે ભળી ગયેલું જણાવાથી અનંતરૂપે દેખાય છે. પણ મૂળ ચૈતન્ય એકજ છે. સત્ય શોધક વિચારવંત માણસોને એ વ્યાપક ચૈતન્યનું યથાર્થ જ્ઞાન અને અનુભવ થયેલો, તે, તથા તેથી પ્રાપ્ત થતું સુખ, તેઓ સમજુ માણસોને માટે દર્શાવી ગયાછે.

એ જડ ચૈતન્ય વિષે વિચાર કરવા સારૂ તત્વવેત્તાઓ કહે છે કે અભ્યાસીઓએ હું કોણ? આ જગત કેમ થયું? અને તેનો કર્ત્તા ને ઉપાદાન કારણ કોણ? એ બાબત વિચાર કરવો. એ પ્રશ્નોમાં જડ, જીવ, અને પરમાત્મા એ ત્રણ વિષે વિચાર કરવાનું આવી જાય છે. જડમાં કેવળ જડતા છે. જીવમાં જડતા ને ચૈતન્યતાનું મિશ્રણ છે, અને પરમાત્મામાં કેવળ ચૈતન્યતા છે. જડ અને પરમાત્માનું સવિસ્તર જ્ઞાન થતું અશક્ય જેવું છે, માટે પ્રથમ આપણે આપણો-એટલે આત્માનો વિચાર કરવો જોઇએ. આપણામાં જડ ને ચૈતન્ય એવા બે ભાગ છે. એ બે ભાગ કેવી રીતે છે તે યથાર્થ સમજવું અનુભવવું તે જ્ઞાન છે. જે જ્ઞાનરૂપ છે, અને જે ચૈતન્યના આભાસયુક્ત મન બુદ્ધિ આદિને જાણી શકે છે, પણ જેને કોઇ જડ જાણી શકતાં નથી,

તે ચૈતન્ય; અને જે પોતાને પણ ન જાણી શકે અને બીજાને પણ ન જાણી શકે એવું કારણ અજ્ઞાન, અને તેનાં ભૂત ભૌતિક કાર્ય-આકાશાદિ ને પિંડ બ્રહ્માંડાદિ- તે જડ. જડની માત્ર વ્યહવારિક સત્તા છે, પણ પારમાર્થિક સત્તા નથી તેથી તે અસત્ અથવા મિથ્યા છે.

હવે આપણે જીવના સ્વરૂપનો વિચાર કરીએ. આપણા જીવનું સ્વરૂપ એમ છે કેઃ—ચિદાભાસયુક્ત અંતઃકરણ સહિત અવિદ્યામાં ચૈતન્યનું પ્રતિબિંબ તે જીવ. સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ તેના દેહ છે; જાગૃત, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ તેની અવસ્થા છે; વળી તેને આવરણ કરનારા પાંચ કોશ છે— અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, ને આનંદમય. સત્, ચિત્, આનંદ અને અદ્વૈતતા એ આત્માનાં વિશેષણ છે; અને અસત્, જડ, દુઃખ અને દ્વૈતસહિતતા એ અનાત્માનાં વિશેષણ છે. તેનું એક બીજામાં ભાન થાય છે, તેથી ભારે ભ્રાંતિ પડી જઇ અજ્ઞાનનું બળ વધે છે.

યથાર્થ જ્ઞાન થએથી, મારો અહંકારાદિ જડ વર્ગનો ભાગ છે તે હું નથી, પણ મારો શુદ્ધ આત્મા છે તે હું છું; એમ સાક્ષાત્કાર થાય છે. આત્માનો સાક્ષાત્કાર થવાથી આનંદમય સ્થિતિ થાય એમાં કાંઇ નવાઇ નથી.



# વેદાંતનો સાર.

" વેદના જ્ઞાનકાંડ ઉપર ચાર અધ્યાયનું બ્રહ્મસૂત્ર એટલે ઉત્તર મીમાંસા, બાદ રાયણ ઋષિએ રચેલું છે, તેમાં જગતના પેદા કરનાર પરમેશ્વરનું નિરૂપણ કરેલું છે. એ ઉત્તર મીમાંસાને વેદાન્ત દર્શન કહે છે. તેના પહેલા અધ્યાયને સમન્વયાધ્યાય, બીજાને અવિરોધાધ્યાય, ત્રીજા અધ્યાયને સાધનાધ્યાય, અને ચોથા અધ્યાયને ફળાધ્યાય કહે છે. એ ચાર અધ્યાયનાં સોળપાદ છે. તેનો અર્થ સંક્ષેપમાં એ છે કે; પેહેલા અધ્યાયના પહેલા પાદમાંવચનથી બ્રહ્મ સ્પષ્ટ કહ્યો છે, માટે તેને (સ્પષ્ટ પાદ' કહે છે. બીજું 'અસ્પષ્ટ પાદ' છે કેમકે શાંડિલ્યની ઉપાસના વાક્યમાં મનો મયાદિ ધર્મ જીવ અથવા સોપાધિક બ્રહ્મને સમાન કહેવાથી. ત્રીજું 'જ્ઞેય પાદ, છે. તેમાં જ્ઞેય બ્રહ્મ છે, દહરાદિ (અંતરની ઉપાસના) ઉપાસનાના વિચારથી. એ પ્રમાણે ત્રણ પાદ વડે વાક્યનો વિચાર પૂરો કર્યો છે. ચોથા પાદમાં અવ્યક્ત આજ્યાદિ સંદિગ્ધ પદોના અર્થનો નિર્ણય કરેલો છે, માટે તેને 'પદચિન્તાપાદ'કહેછે.

બીજા અધ્યાયના પેહેલા પાદમાં વેદાંતની સાથે જે સાંખ્યાદિ સ્મૃતિયોનો વિરોધ હતો, તેનું નિવારણ કર્યું છે. તેથી તેને સ્મૃતિ પાદ કહે છે. બીજા પાદમાં સાંખ્યાદિસર્વ મતને દૂષિત કર્યા છે, તેથી તેને 'તર્કપાદ' કહે છે. ત્રીજા ભાગમાં પાંચ મહા ભૂતોને કહેનારી શ્રુતિયોમાં અથવા ભોક્તા અથવા જીવને કહેનારી શ્રુતિયોમાં જે કલહ હતો તેનું નિવારણ કર્યું છે; માટે તેને 'ભૂતપાદ' કહે છે. અને

ચોથા પાદમાં લિંગ દેહની શ્રુતિયોમાં પણ સુમતિં કરાવી દીધી, તેથી તેને 'લિંગ પાદ' કહે છે.

ત્રીજા અધ્યાયના પેહેલા પાદમાં જીવના આવવા જવાના વિચારે કરી વૈરાગ્યનું વર્ણન કર્યું છે, માટે તેને 'વૈરાગ્ય પાદ' કહે છે. બીજા પાદમાં ત્વં અને તત્ એ બે પદોના અર્થનો નિર્ણય કર્યો છે, તેથી 'ત્વં પદાર્થ શોધન પાદ' કહેવાય છે. ત્રીજા પાદમાં સગુણવિદ્યા અથવા સગુણોય સંહાર કર્યો છે. અને નિર્ગુણ બ્રહ્મમાં અપુન રૂકત પદોનો ઉપસંહાર કીધો છે. માટે ગુણોય સંહાર પાદ છે, અને ચોથા પાદમાં નિર્ગુણ જ્ઞાનને માટે સન્યાસ અને યજ્ઞાદિ બહીરંગ" સાધન અથવા સમાદિ અંતરંગ સાધન કહેલ છે તેથી તેને જ્ઞાનાંતરંગ બહિરંગ સાધન પાદ કહે છે. અર્થાત, કર્મ શૂન્ય વિદ્યા પુમર્થનું મુખ્ય સાધન છે.

ચોથા અધ્યાયના પેહેલા પાદમાં વેદાન્તનાં શ્રવણાદિથી બ્રહ્મ સાક્ષાત્કાર થવાથી જીવ સ્થૂળ દેહ મુક્ત પાપ પુન્યના નાશ થી મુક્ત કહેલો છે, માટે તેને 'જીવન્મુક્ત' પાદ કહે છે. બીજા પાદમાં મ્રિયમાણ જીવને નીકળવાની રીત કહી છે માટે તેને 'ઉત્ક્રાન્તિ પાદ કહેછે. ત્રીજા પાદમાંમૃત સગુણવેદી ઉત્તર માર્ગથી જાશે. તેથી તેને "બ્રહ્મ"પાદ કહેછે. ચોથા પાદમાં સગુણ બ્રહ્મવેદીને સત્ય લોકમાં જગ્યા મળશે, અથવા નિર્ગુણ બ્રહ્મ વેદીને વૈદેહ કૈવલ્ય થાશે તેથી તેને 'બ્રહ્મલોકપાદ' કહે છે.

એ બ્રહ્મસૂત્ર ઉપર શંકરાચાર્યે ભાષ્ય કરેલું છે. તેમાં અદ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે, અને તે ભાષ્ય ઉપર ગોવિંદાનંદે રત્ન પ્રભા નામની વ્યાખ્યા કરી છે. રામાનુજા-

ચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર શ્રી ભાષ્ય કરેલું છે. તેમાં વિશિષ્ટાદ્વૈત મતનું સ્થાપન કરેલું છે. એ બ્રહ્મસૂત્ર ઉપર મધ્વાચાર્યે પૂર્ણ પ્રજ્ઞદર્શન એ નામનું ભાષ્ય કર્યું છે, તેમાં દ્વૈતમત પ્રતિપાદન કરેલો છે. વલ્લભાચાર્યે એ સૂત્ર ઉપર અનુભાષ્ય કર્યું છે. તેમાં સુદ્ધદ્વૈત મતનું સ્થાપન કર્યું છે. એ પ્રમાણે સાંપ્રદાયિક આચાર્યે પોત પોતાના જૂદાં જૂદાં ભાષ્ય કરીને જૂદા જૂદા મત સ્થાપન કરેલા છે તેમ નિંબાર્ક, નિલકંઠ અને ભાષ્કર વગેરેનાં પણ વ્યાસ સૂત્ર ઉપર ભાષ્ય છે. પણ તેના સાંપ્રદાયિક ઓછા હોવાથી તે અપ્રસિદ્ધ જેવાંદેખાયછે.

ઉત્તર મીમાંસાના આચાર્ય વેદવ્યાસ મૂનિ છે. તેની પૂર્વે કપિલમુનિએ વેદના જ્ઞાનકાંડ ઉપર સાંખ્ય શાસ્ત્ર રચ્યું હતું, પણ એ શાસ્ત્રના ટીકાકારોનો મત ફરી ગયાથી એ મતમાં પરમેશ્વરનું અપાર સૃષ્ટિ કૌશલ્ય ઢંકાઇ ગયું હતું. તે પ્રગટ કરવા સારૂ વ્યાસમૂનિયે વેદાન્ત શાસ્ત્ર રચ્યું છે. તેમાં જીવ બ્રહ્મ ઐકય શુદ્ધ ચૈતન્ય એ વિષય છે, અજ્ઞાનની નિવૃતિ આનંદની પ્રાપ્તી એ તેનું પ્રયોજન છે.

વેદાંત શાસ્ત્ર ચલાવનાર વ્યાસ મુનિના સંન્યાસી શિષ્યો સાંખ્ય મતના સંન્યાસીયોની માફક ચિન્હ ધારણ કરતા હતા. એ સંન્યાશિયોમાં કુટીચર, બહૂદક, હંસ, અને પરમ હંસ, એવા ચાર ભેદ છે. ત્રિદંડ ધારણ કરી શિખા અને બ્રહ્મસૂત્ર રાખી ઘર છોડી યજમાનને ઘેર અથવા પુત્રને ઘેર એકવાર ભોજન કરે, કુટિમાં રહે, તે કુટિચર કહેવાય છે. કુટિચરના જેવોજ વેશ રાખીને આશા ધારણ કર્યા વગર બ્રાહ્મણને ઘેર ભિક્ષા કરે, વિશ્નુ મંત્રનો જપ કરે નદી તીરે સ્નાન

કરે તેને બહુદક કહે છે. બ્રહ્મસૂત્ર અને શિખાનો ત્યાગ કરી ધાતુએ રંગેલાં વસ્ત્ર પહેરી ગામડામાં એક રાત્રી વાસ કરે, નગરમાં ત્રણ રાત્રી વાસ કરે. હંસની પેઠે પવિત્ર દેશોમાં વિચરે તેને હંસ કહે છે. સંપૂર્ણ જ્ઞાન થયા પછી ચારે વ-ર્ણની ભિક્ષા ગ્રહણ કરે અને પરમાત્માનું ધ્યાન કરતો પોતાની ઇચ્છા પ્રમાણે વિચરે તેને પરમહંસ કહે છે.

એ શાસ્ત્રનાં સાધન ચાર છે. તેનાં નામ ૧ વિવેક, ૨ વૈરાગ્ય, ૩ સમાધિષટ્ અને ૪ મુમુક્ષુતા. બ્રહ્મનિત્ય બાકી સર્વે અનિત્ય તે વિવેક કહેવાય છે, ૧ આ લોક પરલોકનાં સુખને તુચ્છ જાણવું તે વૈરાગ્ય કહેવાય છે, ૨ ૧ શમ, ૨ દમ, ૩ ઉપરતિ, ૪ તિતિક્ષા, ૫ શ્રદ્ધા, અને ૬ સમા-ધાન એને ષટ્ સંપત્તિ કહે છે. સદા વાસનાનો ત્યાગ તે ૧ શમ, બાહ્ય ઇંદ્રિયોનો વિષયથી નિરોધ તે ૨ દમ, વિષય ન કરવો તે ૩ ઉપરતિ. નિંદા સ્તુતિ અને સિત ઉષ્ણ સહન કરીને ધર્મ એટલે સત્ય વેહેવારમાં સ્થિર રહેવુ, તે તિતિક્ષા૪, ગુરૂ અને વેદાન્ત વાક્યમાં વિશ્વાસ તે ૫ શ્રદ્ધા, અને ચિત-નું એકાગ્રપણુ તે સમાધાન કહેવાય છે ૬. સંસાર બંધનથી હું ક્યારે છૂટીશ એવા દૃઢ નિશ્ચયથી જે ઇચ્છા થવી તે મુમુક્ષતા કહેવાય છે. ૪ એ પૂર્વોક્ત ચાર સાધન યુક્ત, શાં-ત્તચિત્ત, જિતેંદ્રિય, શ્રદ્ધાવાન ને વિદ્વાન એ તેના અધિકારી છે. વસ્તુમાં અવસ્તુનો આરોપ તે અધ્યારોપ કહેવાય છે. જેમ રજ્જુમાં સર્પનો આરોપ છે તેવોજ બ્રહ્મમાં જગતનો આરોપ છે. સચ્ચિદાનંદ બ્રહ્મ વસ્તુ છે. અજ્ઞાનાદિ સકળ જડ સમુહ અવસ્તુ છે. સત્ અને અસત્ કરીને કથનીય ત્રિ-

ગુણાત્મક જ્ઞાનનો વિરોધી ભાવરૂપ હોય તે અજ્ઞાન. વ્યષ્ટિ અભિપ્રાયથી અનેક છે. સમષ્ટિથી એક છે. વ્યષ્ટિ એટલે અનેક પ્રકાર સમષ્ટિ એટલે સમૂહ. જેમ વનમાં વ્યષ્ટિ અભિપ્રાયથી અનેક વૃક્ષ વ્યવહાર થાય છે, અને અનેક વૃક્ષમાં સમષ્ઠિ અભિપ્રાયથી વન જેવાં અનેકત્વ કરીને ભાસમાન જે જીવનું અજ્ઞાન તેનો નાનાત્વે કરીને અનેકત્વ વ્યહવાર થાય છે. અને જીવનું જે અનેક અજ્ઞાન તેમાં સમૂહત્વ અભિપ્રાયથી એકત્વ વ્યહવાર થાય છે. સમષ્ટિ ઉત્કૃષ્ટ ઉપાધિ કરીને શુદ્ધ, સત્વ પ્રધાન જે ચૈતન્ય છે તે સર્વજ્ઞ સહુનો નિયામક અંતર્યામી જગતનું કારણ ઇશ્વર છે. તેના આનંદ મય કોશ સુષુપ્તિ છે. કોશ પાંચ પ્રકારના છે. ૧ અનમયકોશ, ૨ પ્રાણમયકોશ. ૩ મનોમયકોશ, ૪ વિજ્ઞાનમયકોશ અને ૫ આનંદમયકોશ. વ્યષ્ટ નિકૃષ્ટ ઉપાધિ કરીને મલીન સત્વ પ્રધાન જે ચૈતન્ય છે તે અલ્પજ્ઞ, અનિશ્વર અને પ્રાજ્ઞ છે તેનો પણ આનંદમયકોશ સુષુપ્તિ છે. સુષુપ્તિકાલમાં ચૈતન્યે કરીને પ્રકાશીત જે અતિ સુક્ષ્મ અજ્ઞાનવૃત્તિ તેથી કરી ઇશ્વર અને પ્રાજ્ઞ એ બેઉ આનંદનો અનુભવ કરે છે. જેમ વનના વૃક્ષના અભેદથી તે સમષ્ટિ, વ્યષ્ટિનો અભેદ છે. જેમ વનના આકાશનો અને વૃક્ષના આકાશનો અભેદ છે. તેમ સમષ્ઠિ ઉપાધિ વિશિષ્ટ ચૈતન્ય એ બંનેનો આધાર જે ઉપાધિ રહિત શુધ્ધ ચૈતન્ય તે તુરીય છે. અજ્ઞાનની બે શક્તિ છે. એક આવરણ અને બીજી વિક્ષેપ; જેમ થોડો મેઘ સૂર્ય મંડળને આવરણ કરે છે તેમ અજ્ઞાન આત્માની આવરણ શક્તિ વિશિષ્ટ જે આત્મા છે તેનો કર્તૃ-

ભોક્તૃત્વ સુખ દુઃખાદિ સંસારનો સંભવછે; જેમ આપણા અજ્ઞાનથી ઢાંકેલી દોરડીમાં સર્પનો સંભવછે. જેમ દોરડીનું અજ્ઞાન અને અજ્ઞાનથી ઢાંકેલી જે દોરડી છે તેમાં વિક્ષેપ શક્તિથી સર્પની ઉત્પાદકછે. તેમ અજ્ઞાન અજ્ઞાનથી ઢાંકેલા આત્મામાં વિક્ષેપ શક્તિથી આકાશાદિ પ્રપંચનો ઉત્પાદક છે. તમઃ પ્રધાન જે વિક્ષેપ શક્તિ વિશિષ્ટ અજ્ઞાન તે વિશિષ્ટ જે ચૈતન્યતાથી આકાશ ઉત્પન્ન થાય છે. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી, એજ આકાશાદિ સૂક્ષ્મ ભૂતોથી પંચ મહા ભૂત અને સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ છે. સૂક્ષ્મ શરીર છે તેજ લિંગ શરીર તેમાં પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણાદિ, બુધ્ધિ અને મન ૧૭. નિશ્ચયાત્મક અંતઃકરણની વૃત્તિ તે બુદ્ધિ છે. સંકલ્પાત્મક જે અંતઃકરણની વૃત્તિ તે મન છે. ચિત્તનો બુધ્ધિમાં અંતર્ભાવ છે. અહંકારનો મનમાં અંતર્ભાવ છે. બુદ્ધિ અને મન આકાશાદિઓને મળેલા સાત્વિક અંશથી ઉત્પન્ન થાય છે. એ જે બુદ્ધિ છે તે જ્ઞાનેંદ્રિયથી અભિમાની છે, આ લોક અને પરલોક ગામી છે. તે વ્યહવારમાં જીવ કહેવાય છે. મન જ્ઞાનેંદ્રિય સહિત મનોમય કોશ થાય છે. ૩

પ્રાણવાયુ પાંચ જાતના છે. તેનાં નામ- પ્રાણ[૧] અપાન[૨], વ્યાન[૩], ઉદાન[૪], અને સમાન[૫]. હૃદયના વાયુને પ્રાણવાયુ કહે છે. ગુદાના વાયુને અપાન વાયુ કહે છે, સર્વ શરીરના વાયુને વ્યાન વાયુ કહે છે, કંઠના વાયુને ઉદાન વાયુ કહે છે, અને નાભિના વાયુને સમાન વાયુ કહે છે. પાંચ પ્રાણ, કર્મેંદ્રિય સહિત પ્રાણમય કોશ થાય છે. ૪. આનંદમય

કોશમાં જ્ઞાન અને કર્તૃત્વ છે. મનોમય કોશમાં ઇચ્છા અનુકરણત્વ છે. પ્રાણમય કોશમાં ક્રિયા અનુકર્મત્વ છે; એ ત્રણે સૂક્ષ્મ શરીર કહેવાય છે. સૂક્ષ્મ શરીર સમૂહમાં એક બુદ્ધિ વિષયત્વ કરીને વન સાદૃશ્ય સમષ્ટિ છે. અને સર્વ સૂક્ષ્મ શરીરમાં અનેક બુદ્ધિ વિષયત્વ કરીને વ્યષ્ટિ છે. સમષ્ટિ ઉપાધિ વિશિષ્ટ જે ચૈતન્ય છે તે સૂત્રાત્મા હિરણ્ય ગર્ભ કહેવાય છે. ત્યાં જ્ઞાન[૧], ઈચ્છા[૨], ક્રિયા[૩] એ ત્રણે શક્તિ છે. વિજ્ઞાન મયાદિ કોશ ત્રણ છે. તે જાગૃત અવસ્થાની વાસનાથી સ્વપ્ન છે. સ્વપ્નકાળમાં સૂત્રાત્મા જે છે તે મનની વૃત્તિથી સૂક્ષ્મ વિષયનો અનુભવ કરે છે આકાશમાં શબ્દ; વાયુમાં શબ્દ, સ્પર્શ; તેજમાં શબ્દ. સ્પર્શ, રૂપ; જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ; અને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે. પંચભૂતથી ભૂર[૧], ભુવર્[૨], સ્વ:[૩], મહર્[૪] જન[૫], તપ[૬] અને સત્ય[૭] એ સાતલોક ઉપરના ઉત્પન્ન થાયછે. અતલ[૧], વિત્તલ[૨]. સુતલ[૩], તલાતળ[૪], મહાતળ[૫] રસાતળ[૬], અને પાતાળ[૭], એ સાતલોક નિચેના ઉત્પન્ન થાય છે. એ સમૂહોપાધિ વિશિષ્ટ ચૈતન્યવિરાટ છે. સ્થુળ જે શરીર તેથી અન્નનો વિકાર થાય છે. તેથી અન્નમય કોશ છે.૫ તે સ્થુળ ભોગથી જાગૃત છે, સ્થૂળ શરીરની જે અનેક ઉપાધિ તે વિશિષ્ટજે અલ્પ અને અલ્પજ્ઞ ચૈતન્ય તે જીવ છે. જ્ઞાન વિશિષ્ટ ચૈતન્ય ઇશ્વર છે. ભાગત્યાગ લક્ષણથી જીવના લક્ષણમાંથી અજ્ઞાનનો અને ઇશ્વરના લક્ષણમાંથી જ્ઞાનનો ત્યાગ કરો તો બેઉ ચૈતન્ય એક છે. બ્રહ્મસત્ય છે. બાકી સર્વ મિથ્યા છે, અતિ દૃઢ સમજણથી જીવ જેછે તે બ્રહ્મ છે—

પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ, અને અભાવ એ છ પ્રમાણ પૂર્વ મીમાંસા વાળા માને છે. તેજ પ્રમાણે ઉત્તર મીમાંસાવાળા પણ માને છે. આ ઉપર લખેલી વેદાન્ત પ્રક્રિયા ઘણું કરીને શંકરાચાર્યના સિદ્ધાંતને અનુસરતી છે. એ સિવાય ઉપર કહેલા બીજા આચાર્યોની પ્રક્રિયા વિષયમાં કેટલોક ફેરફાર હોય છે. વેદાન્ત સૂત્ર ઉપર. ઉપર લખેલાં જે ભાષ્યો છે તેમાં પરસ્પર કેટલાક અંશે તારતમ્ય હોય છે. પણ તે સર્વનું વિશેષ વિવેચન કરતાં ગ્રંથ ઘણો વધી જવાના ભયથી સંક્ષેપમાં લખેલું છે."

# સાંખ્યનો સાર.

"એ યોગ દર્શનોમાં પેહેલું યોગ દર્શન સાંખ્ય શાસ્ત્ર છે. વેદના જ્ઞાન કાંડનો અભિપ્રાય લેઈ. કપિલ મુનિયે સાંખ્ય દર્શન રચ્યું છે. એ કપિલ મુનિનું પરમાર્ષિ એવું બીજું નામ છે. એ પરમર્ષિયે સાંખ્ય દર્શનનાં મૂળ સૂત્ર રચ્યાં. તેમાં છ અધ્યાય છે. પેહેલા અધ્યાયમાં વિષયોનું નિરૂપણ કર્યું છે; બીજામાં પ્રકૃતિનાં કાર્ય કહ્યાં છે; ત્રીજામાં વિષયો ઉપર વૈરાગ્ય રાખવાનું કહ્યું છે, ચોથામાં પિંગળ પૂર્વાદિક વિરક્ત પુરૂષોની આખ્યાયિકા કહી છે, પાંચમામાં પરપક્ષ નિર્જય કર્યો છે; અને છઠામાં સર્વાર્થ સંક્ષેપ કહ્યો છે. ત્યાર પછી એ દર્શન વિષે ગ્રંથો રચનારા કપિલમુનિના શિષ્યો આસુરી, પંચશિખ ભાર્ગવ અને ઉલુક આદિ ઘણા થયા છે. એ સર્વ હિંસા રહિત વેદોક્ત કર્મ કરતા. અને પોતાની

સંપૂર્ણ શ્રદ્ધા વેદના જ્ઞાન કાંડ ઉપર રાખી અધ્યાત્મવાદ કરતા. ચતુર્થાશ્રમ ધારણ કરનારા પરમર્ષિના શિષ્યો ત્રણદંડ અથવા એક દંડ ધારણ કરતા, કોપીન પેહેરતા, ગેરૂથી રંગેલાં વસ્ત્રો પહેરતા. કેટલાક શિખાવાળા, કેટલાક જટાવાળા. અને કેટલાક મુંડેલા. એ સર્વ આસન માટે મૃગ ચર્મ રાખતા. દ્વિજના ઘરની ભિક્ષા માગી ભોજન કરતા હતા. **ॐनमो भगवते वासुदेवाय.** એ બાર અક્ષરના ભગવત મંત્રનો જપ કરતા. યમ, નિયમાદિક યોગ સાધન સાધતા. સર્વ જીવની દયા પાળતા. જળ. જીવની દયાને માટે પાણી ગાળવા ગળણું રાખતા. એ ઘણું કરી કાશીપૂરીમાં રહેતા. ઇચ્છા પ્રમાણે આખા ભરતખંડમાં પણ વીચરતા. અને સર્વેને તત્વ જ્ઞાનનો ઉપદેશ દેતા. એમને વંદના કરનારા યજમાનો **ॐनमो नारायणाय** એમ કહેતા. અને ગુરૂઓ નારાયણાયનમઃ એમ કહેતા. નિરૂક્તમાં લખ્યા પ્રમાણે હિંસા સહિત વેદોક્ત કર્મ કરનારા કર્મકાંડી બ્રાહ્મણો ધૂમ્ર માર્ગીય કહેવાય છે અને હિંસા રહિત જ્ઞાનોક્ત કર્મ કરનારા સાંખ્ય દર્શનવાળા અર્ચિ માર્ગીય કહેવાય છે. જે અર્ચિ માર્ગે જનારા હિંસા રહિત ઇશ્વર ઉપાસનાને ઉપયોગી કર્મ કરે છે, માટે તે નિબંધ થઈ મોક્ષને પામે છે.

સાંખ્ય શાસ્ત્રના આચાર્ય કપિલમૂનિ છે. તેમાં પ્રકૃતિ પુરૂષનો વિવેક એ વિષય છે, અને અસંતિના દુઃખ ત્રયની નિવૃત્તિ એ પ્રયોજન છે. તેનાં પચીશ તત્વ છે. એ પચીશ તત્વના તત્વજ્ઞાનથી મોક્ષ થાય છે. એ પચીશ તત્વ જાણનારો, શિખાવાળો, મુંડિત, જટાવાળો કે ગમે તે

આશ્રમી હોય, પણ તે મુક્ત થાય છે. એમાં સંશય નથી. એ પચીશ તત્વોનું વ્યાખ્યાન હવે અનુક્રમે કરવામાં આવશે, તે નીચે પ્રમાણે.

પુરૂષ ૧, પ્રકૃતિ ૨, બુદ્ધિ ૩, અહંકાર ૪, રૂપ ૫, રસ ૬, ગંધ ૭, સ્પર્શ ૮, શબ્દ ૯. ચક્ષુ ૧૦, જીવ્હા ૧૧, નાસિકા ૧૨. ત્વચા ૧૩, કર્ણ ૧૪. વાક્ ૧૫. પાણી ૧૬, પાદ ૧૭, વાયુ ૧૮. ઉપસ્થ ૧૯. મન ૨૦, પૃથ્વી ૨૧, જળ ૨૨, તેજ ૨૩, વાયુ ૨૪ અને આકાશ ૨૫.

૧ પ્રથમ પુરૂષ તત્વ એટલે આત્મ તત્વ છે. તેમાં સર્વથી ઉત્કૃષ્ટ આત્મા પરમેશ્વર છે. તે એક છે. નિકૃષ્ટ (નીચી કોટીનો) આત્માદેહ દેહપ્રત્યે એક એક છે, એવી રીતે નિકૃષ્ટ આત્મા એટલે જીવાત્મા ઘણા છે. એમ સાંખ્ય સેશ્વરવાદી કહે છે. આત્મા મૂર્તિમાન નથી. ચૈતન્ય છે. પ્રકૃતિનો ભોક્તા છે, નિત્ય છે. સર્વ વ્યાપક છે, ક્રિયાવાન નથી, અકર્ત્તા છે, ત્રણ ગુણવાળો નથી. ઝીણો છે, એ આત્મા કોઇ તત્વથી થતો નથી, અને એનાથી પણ કોઇ તત્વ થતું નથી. જે જે થાય છે તે સઘળું પ્રકૃતિથી થાયછે. માટે આત્માને અચ્યૂત કહે છે. એ સર્વને સાક્ષાત જુએછે. માટે તેને સાક્ષી કહે છે. આ પુરૂષતત્વ તે ચૈતન્ય તત્વછે. એથી બીજાં ચોવીશ તત્વો છે તે જડ છે.

૨ બીજું તત્વ પ્રકૃતિ છે. તે બ્રહ્માંડનો કંદ છે, જેમ કંદમાંથી ઉદ્ભિજ ઉત્પન્ન થાય છે. એમ મૂળ પ્રકૃતિમાંથી બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે. એ મૂળ પ્રકૃતિ અવ્યક્ત છે. એટલે ઈંદ્રિઓના અનુભવમાં આવતી નથી. પણ અનુમાન

વડે અનુભવાય છે. મૂળ પ્રકૃતિ ત્રણ ગુણવાળી છે, એને વિષે ત્રણ ગુણ સામાન્યપણે રહે છે. પણ એનાં કાર્ય જે આ જગતના પદાર્થ છે, તેમાં એ ગુણ ઓછા વત્તા થઇ જાય છે. ગુણો પોત પોતાના સ્વભાવના કાર્યથી જણાય છે. સુખ સ્વભાવવાળો સત્વગુણ એથી આર્જવ, માર્દવ સત્ય, શૌચ, લજ્જા. બુદ્ધિ. ક્ષમા, દયા અને પ્રસન્નતા ઈત્યાદિ સુખદાયક કર્મ થાય છે. દુઃખ સ્વભાવવાળો રજોગુણ છે એથી દ્વેષ, દ્રોહ, મત્સર નિંદા. વંચન. બંધન. તાપ, શોષણ. ભેદ, ચંચળ ચિતતા, સ્થંભ અને ઉદ્વેગ ઇત્યાદિ દુઃખદાયક કાર્ય થાય છે. મોહ સ્વભાવવાળો તમો ગુણ છે. એથી દિનતા, ભય અજ્ઞાન, મદ, આલસ્ય, અકર્મણ્યત્તા, નાસ્તિકતા, વિષાદ, ઉન્માદ, સ્વપ્ન ઈત્યાદિક મૂઢ કરનારાં કર્મ થાય છે. પ્રકૃતિનાં કાર્ય જે જગતના સર્વ પદાર્થો તે ત્રણ ગુણે કરીને વ્યાવૃત છે. એ ગુણોને પરસ્પર આશ્રય આપવાનો પણ સ્વભાવ છે. એ પ્રકૃતિ તથા પ્રકૃતિનાં કાર્ય જડ છે. તે ચૈતન્ય આત્માની સત્તાથી સચેતન થાય છે. જેમ પાંગળો આંધળાના ખભાપર બેસે, અને બેયનું ચાલતું થાય, એમ પુરૂષ પ્રકૃતિના સંયોગથી સૃષ્ટી થાય છે. પુરૂષની સત્તાથી પ્રકૃતિ સચેતન થતાંજ પ્રથમ બુદ્ધિ, પછી અહંકાર, ઇત્યાદિ અનુક્રમે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

૩ પુરૂષ પ્રકૃતિના સંયોગથી પ્રથમ બુદ્ધિ તત્વ ઉપજ્યું. એને મહતત્વ પણ કહે છે. આ ઘડો, આ લોટો, ઇત્યાદિ પદાર્થોનું આલોચન તે બુદ્ધિ. એ બુદ્ધિનાં આઠ રૂપ છે. તેમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય. એ ચાર સા-

ત્વીક રૂપ છે. અને અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય એ ચાર તામસ રૂપ છે. ધર્મથી અભ્યુદય અને મોક્ષ થાય છે. તેમાં દાન યાગાદિકનાં અનુષ્ટાન થકી થયેલા ધર્મ વડે કેવળ મોક્ષ થાય છે. પ્રકૃતિના ગુણો થકી હું પુરૂષ જૂદો છું એવી સમજ તે જ્ઞાન વિષય સુખની તૃષ્ણા તોડીને મન વશ રાખવું તે વૈરાગ્ય. સિદ્ધિયો તે ઐશ્વર્ય એ ચાર વિપરિત થયે તામસરૂપ બુદ્ધિ થાય છે.

૪ બુદ્ધિતત્વવિકાર પામીને હું સુભગછું. હું દર્શનિય છું, એવા અભિમાનરૂપી અહંકાર તત્વ થયું. જે જે વિષયોનું બુદ્ધિ આલોચન કરે છે. તે તે વિષયોનો અધિકારી અહંકાર થાય છે કે હું શક્તિવાન છું. મારે માટે એ સર્વ વિષયો છે.

અગીઆર ઇંદ્રિયો અને પાંચ તન માત્રાઓ મળીને એ સોળ તત્વોનો સમૂહ થયો. ત્વચા, જીભ, નાસિકા, લોચન અને કાન એ પાંચ જ્ઞાનેંદ્રિય. ગુદ. ઉપસ્થ. વાણી, હાથ અને પગ એ પાંચ કર્મેંદ્રિય, અને એકમન, એ અગિઆર ઇંદ્રિયો છે. વિષયોને જાણે માટે જ્ઞાન ઇંદ્રિય કહેવાય છે. અને કર્મ કરે છે માટે કર્મેંદ્રિય કહેવાયછે. મન જ્ઞાનેંદ્રિય સાથે જ્ઞાનેંદ્રિય થાય છે. અને કર્મેંદ્રિય સાથે કર્મેંદ્રિય થાય છે. સંકલ્પ કરવો તે મનનું સ્વરૂપ છે. શબ્દ, સ્પર્શ, રૂપ. રસ, અને ગંધ એ પાંચ તન્ માત્રા છે.

પાંચ તન્માત્રાથી પાંચ મહાભૂત થયાં છે. તેમાં શબ્દથી આકાશ, સ્પર્શથી વાયુ, રૂપથી અગ્નિ, રસથી જળ, ગંધથી પૃથ્વી, એ રીતે ચોવીશ તત્વ રૂપે પ્રકૃતિ છે. તેનુંજ

આ વિશ્વ થયું છે. જેમ કાચબાનાં અંગ કાચબાના શરીરમાં પેસે છે, અને નીકળે છે. તેમ મૂળ પ્રકૃતિમાંથી આ વિશ્વ થાય છે, અને તેમાં જાય છે. જે તત્વ જે તત્વથી થયું તે તત્વ તેમાં સમી જાય છે, અને છેવટે સર્વે તત્વો પ્રકૃતિમાં સમી જાય છે. પ્રકૃતિ ધ્રુવ છે. માટે તે કોઇમાં સમી જતી નથી. પ્રકૃતિ અને પુરૂષ એ બેનું જોડું નિરંતર રહે છે—

પચીશ તત્વો પ્રમેય છે એની સિધી પ્રમાણવડે થાય છે. પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ, એ ત્રણ પ્રમાણ છે. એથી અધિક પ્રમાણો બીજા દર્શનોમાં છે તેનો અંતર્ભાવ આ ત્રણમાં થાય છે. ઇંદ્રિયોવડે ઘટાદિક વિષયોનું જ્ઞાન થાય છે. પ્રત્યક્ષ દંડ જોઇ દંડીનું જ્ઞાન થાય તે અનુમાન. યથાર્થ વક્તાનું વાક્ય તે શબ્દ, એ રીતે ત્રણ પ્રમાણવડે પ્રમેય સિદ્ધ થાય છે. પ્રકૃતિ પુરૂષના વિવેકજ્ઞાનથી પ્રકૃતિનો વિયોગ થાય છે એ મોક્ષ-વસ્તુતઃ પુરૂષ શુદ્ધ ચૈતન્ય રૂપ છે. પણ અજ્ઞાનવડે પુરૂષ તત્વને જાણતો નથી તેથી અને પ્રકૃતિનું બંધન થાય છે. એ બંધન વિવેકજ્ઞાનથી ત્રુટે છે. ત્યારે સુખ દુઃખ મોહ સ્વભાવવાળી પ્રકૃતિના બંધથી છુટીને પુરૂષ મુક્ત થાય છે.

---

## યોગનો સાર.

પતંજલમુનિ યોગશાસ્ત્રના આચાર્ય છે. તેણે યોગ શાસ્ત્ર રચ્યું છે. તેના પાદ ચાર છે. પહેલા પાદમાં ચિત્તવૃતિ

નિરોધરૂપિ સમાધિ, અભ્યાસ, અને વૈરાગ્યનું રૂપ ઇત્યાદિ તથા તેનાં સાધન કહ્યાં છે. બીજા પાદમાં વિક્ષિપ્ત ચિત્તવાળાને સમાધિ સિદ્ધ થવા માટે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ યોગાંગ કહ્યાં છે. ત્રીજા પાદમાં યોગની વિભૂતિ કહી છે. અને ચોથામાં મોક્ષ નિરૂપ્યો છે. ચિત્ત એકાગ્ર થાય. અને પરમેશ્વરના ધ્યાનમાં લાગે એ પાતંજલ શાસ્ત્રનું પ્રયોજન છે. આ શાસ્ત્રોનાં તત્વો અને ચિન્હો સાંખ્ય શાસ્ત્ર પ્રમાણે મળતાં આવે છે. આત્મા પરમાત્મામાં ચિત્તવૃત્તિ એકાગ્ર કરવી; તે યોગ કહેવાય છે. સંસારિક વાસનાઓથી ભરેલી ચિત્તવૃત્તિઓ આત્મા પરમાત્માના સ્વરૂપમાં એકાગ્ર થતી નથી એટલા માટે યોગ કરવો. આ લોક પરલોકના સુખનો વૈરાગ રાખીને વૃત્તિયો રોકવાનો જે અભ્યાસ કરે છે તેની ચિત્ત વૃતિયો એકાગ્ર થાય છે, તે આ યોગ શાસ્ત્રનો વિષય છે. પ્રમાણ ૧, વિપર્યય ૨, વિકલ્પ ૩, નિદ્રા ૪, અને સ્મૃતિ ૫ એ પાંચ પ્રકાર વૃત્તિના છે. પ્રમાણના ભેદ પ્રત્યક્ષ ૧, અનુમાન ૨, અને આગમ. ૩ એ ત્રણ છે ૧, વિપર્યય એટલે મિથ્યા જ્ઞાન, જેમકે રજ્જુમાં સર્પજ્ઞાન ૨, શબ્દ જ્ઞાનથી પછી હોય અને અર્થથી શુન્ય હોય તે વિકલ્પ કહેવાય છે, આકાશના પુષ્પાદિ અભાવજ્ઞાન. વિષયવૃતિ તે નિદ્રા કહેવાય છે ૪. અનુભૂત વિષયની સ્મૃતિ એ સ્મૃત્તિ છે. ૫.

અભ્યાસવડે અને વૈરાગ્ય વડે પાંચે વૃત્તિયોને રોકવી

તે સમાધિ કહેવાય છે. તેના સબીજ. ૧, અને નિર્બીજ. ૨, એવા બે પ્રકાર છે. ઇશ્વરની ભક્તિથી સમાધિ સિદ્ધ થાય છે. ક્લેશ. ૧, કર્મ. ૨, કર્મફળ ૩, અને વાસના ૪ એ ચારેથી રહિત જે પુરૂષ વિશેષ તે ઈશ્વર છે. પ્રણવના જપથી અને ઇશ્વરની ભક્તિથી સમાધિનો લાભ અને વિઘ્નનો નાશ થાય છે. વ્યાધિ. ૧, સત્યકર્મનો ત્યાગ. ૨, સંશય. ૩, પ્રમાદ. ૪, આળસ. ૫, વૈરાગ્ય. ૬, ભ્રમ. ૭, જડતા. ૮, અને અસ્વસ્થાતા. ૯ એ નવ પ્રકારના વિક્ષેપ છે. ચિત્તમાં નસહેતું દુઃખ ૧, ચિત્તની ચંચલતા. ૨, અંગકંપન. ૩, પુરક, રેચક, શ્વાસ. ૪. એ ચાર વિક્ષેપના અનુસંગી છે. તેને દૂર કરવાનું કારણ એ છે કે ઈશ્વરને વિષે ચિત્તને એકાગ્ર થાય. કોઇનું બૂરૂં ઈચ્છવું નહીં. વિષયની નિવૃત્તિથી વિચારથી અને પ્રાણાયામથી ચિત્ત એકાગ્ર થાય છે. અને તેથી પરમાણું લઇને આકાશ પર્યંત સર્વ વશ થાય છે. તે પછી વિચાર વડે ચિત્ત શુદ્ધ થાય છે, એટલે સ્થિર થાય છે. સ્થિર ચિત્તમાં સત્યયુક્ત પ્રજ્ઞા થાય છે અને તે પ્રજ્ઞાથી સર્વને જુએ છે, તે સબીજ સમાધિ કહેવાય છે. તેને રોકવાથી નિર્બીજ સમાધિ થાય છે તે કાળમાં પુરૂષ મૌન રહે છે. વૃત્ત, ૧ મંત્રજપ ૨ ઇશ્વર વિષે ફલ કામના ત્યાગી સર્વ સમર્પણ. ૩ એ ત્રણ ક્રિયા યોગ છે. ક્રિયા યોગથી સમાધિમાં ચિત્ત લાગે છે. અને કલેશ ઓછો થાય છે. કલેશ પાંચ છે. તેનાં નામ. અવિદ્યા ૧, અહંકાર. ૨ રાગ. ૩ દ્વેશ ૪, અને આગ્રહ. ૫ અનાત્મામાં આત્માપણું માનવું તે અવિદ્યા કહેવાય. અને તેથી પ્રાણી અને ઘટાદિ અનિત્ય પદા-

